# શ્રીમધૂપદૂતકાવ્ય.

રચનાર

શ્રી કૃષ્ણશર્મા.

કર્ત્તા, સુબોધચંદ્રિકા,-કવિરવિ આદિ.

'येषांनचेतोललनाशुलग्नंमग्नंनसाहित्यसुधासमुद्रे ।
'ज्ञास्यंतितेकिंनुममप्रयासानंधायथावारवधूविलासान्' ॥

'લાગ્યું ન જેનું ચિત યોષિતામાં, બૂડ્યું ન શૃંગાર રસો દધીમાં;
'જાણે ન મ્હારા શ્રમને જ તેતો, વારાંગના હાવ ન અંધ લેતો.'

( શ્રી લોલિમ્બરાજ. )

અમદાવાદ.

યૂનિયન્ પ્રિન્ટિંગ્ પ્રેસ્.

# પ્રસ્તાવના.

શુદ્ધ પ્રેમથી જોડાયેલા સંસ્કારી દંપતિના દાંપત્યને સંસ્કારી મધૂપના દૂતત્વમાં વર્ણવવા યથામતિ યત્ન આ ગ્રંથમાં કરેલો છે. શુદ્ધ પ્રેમના સંસ્કારિયોની, પ્રેમ પાત્રની, પ્રેમ મહિમાની સંસ્કારી લાગણિની સાંપ્રતકાલમાં ઘણાએક દંપતિયોમાં વિરલતાને લીધે દિન પ્રતિદિન ઘણું શોકજનક પરિણામ દૃષ્ટિગોચર થાય છે. શુદ્ધ અને સંસ્કારી પ્રેમના પ્રભાવને જિજ્ઞાસુઓના હૃદયમાં સ્થાપવા માટે શુદ્ધ અને સંસ્કારી પ્રેમની મહત્તા બતાવનારાં પુસ્તકોની જરૂર જાણી યથામતિ આ પુસ્તક કર્યું છે.

આમાં એક સંસ્કારી, શુદ્ધ પ્રેમના પ્રભાવને જાણનાર તેમ જ સંસારમાં કાર્યપરત્વે જ મમતા રાખી યોગાનુભવી પતિ-પત્નિના પ્રેમાંશને અંગસહિત વર્ણવ્યો છે. તેમજ દૂતપણ યોગાનુભવી અને સંસ્કારી જ પસંદ કર્યો છે. શુદ્ધ પ્રેમમાં તલ્લિન થયેલા નાયકે જે જે ઉપમાઓ આપી છે તેનો ઘણોખરો ખુલાસો તે તે સ્થલે જ કરેલો છે; એટલે અત્રે કંઈ વિશેષ લખતો નથી.

કેટલાક વ્યવસાયમાં ગુંથાવાને લીધે દૃષ્ટિદોષથી જે ભૂલો રાહ ગઈ છે તેનું શુદ્ધિપત્ર આપેલું છે તે પ્રમાણે વાંચવું.

અમદાવાદ.<br>માર્ચ ૧૮૮૮. } કર્ત્તા.

# સર્ગાનુક્રમ.



*

## કર્ત્તાની દીનતા, કુકવિની ભીતિ આદિ.

ક્યાં કિર્તિ રૂડિ રસરાજ હું મંદની કયાં,
દાંપત્યના કથનને કથવા મતી કયાં;
તોયે કરૂં છું દૃઢ યત્ન સુકાવ્ય સારૂં,
મોતી ગણી કરથિ ઝાકળ બિંદુ ઝાલું. ૧

મારા સામા કઈ થયા વળિ કૈક થાશે,
મારાથિ શ્રેષ્ટ વળિ કૈક થયા પ્રકાશે;
વિદ્વાનના ચરણુની રજછું કનિષ્ટ,
માગું છું શક્તિ પ્રણમિ પ્રભુ હે! બલિષ્ટ. ૨

ઓ મ્હારિ વ્હાલિ કવિતા! અતિ ભીતિ ત્હારી,
સ્પષ્ટાર્થ મૂકિ અવળો ગ્રહશે વિકારી;
છે તું ન તેવિ પણ બીક રહેતિ હુંને,
કાંકે ભુંડા કુકવિયોતણિ ભીતિ જોને. ૩

વ્હાલી વિધાત્રિ વિનયે વિનતી કરીને,
કર્માનુસાર લખિયું સરવે સહીને;
માગુંછુ દીન વચને વર એક વાર,
ગૂમારથી ન પરખાવિશ કાવ્યકાર. ૪

છે દુર્જનો અવનિમાં અધિકા વધેલા,
મોટા પ્રયત્નથિ અનર્થવિષે મચેલા;
તોયે હું ગ્રંથ ગુર્થુછું ભિતિને મુકીને,
ચાલૂં ન શું ભયથિ કંટકના બિહીને? ૫

## વાચકપ્રતિ સુબોધ.

વૈરાગ્યના અનુભવી! તું ન વાંચ ગ્રંથ,
છે પ્રેયસી વિરહનો રસરાજ પંથ;
જેમાં વ્યથા વિરહની વરણી વિચારી,
ના વાંચ સાચું કહુંછું મતિના વિકારી! ૧

સંસારના સુખતણું મુકિ ધ્યાન પ્રીતે,
મુક્તિ થવા સ્મર તું ઇશ્વર નામ નિત્યે;
તેનાથિ મુક્તિ થઈ બ્રહ્મવિષે ભળીશ,
આ વાંચિને લથડતાં નરકે પડીશ. ૨

છે ત્હારૂં કામ નથિ હ્યાં સમ દ્રષ્ટિનું છે,
કે જેહ વાંચ્યુ નહિ વાંચ્યું કરી રહેછે;
સંસારમાંહિ રહિ જો તું અસાર જાણે,
તો વાંચજે પ્રિતિવડે કહુંછું પરાણે. ૩

આ દેહથી કર તું શૂભ કરી શકાય,
કાંકે ઘડી પછિથિ ના કશુંયે કરાય;
ખેંચી, ઠરી, કળથિ ત્હારિવતી મુકાય,
તો બ્રહ્મમાહિં ભળિને બનિ જાય રાય. ૪

જ્યાં છે અખંડ જ અભેદ્ય પ્રકાશમાન,
તેજસ્વિ મુર્તિ તણુ તેજ દિસે નિદાન;
તેમાંહિં જો તું ન ભળ્યો મનને મથાવી,
તો જાણજે જનમિને જનની લજાવી. ૫

જે અંબ જાંબ કહિ કૂચ ગણ્યા વિધીયે,
તે છે ન તેહ પણ માંસલ સ્થાન છે એ;
એ માંસ ગોલ અડતાં અભડાય જ્ઞાની,
એમાં કરે રમણ તેહ ગણાય રાની. ૬

સોનાનુ સ્થાન કહિને સ્તુતિને કરી છે,
તે સ્થાનને નરકની ગણના કિધી છે;
એ સ્થાનને મનવડે મુકિ થા તું જ્ઞાની,
લે મ્હારિ શીખ હિતની પ્રિય ભાઇ! માની. ૭

સંસારમાં મગનમાં છળમાંહિ ગાજે,
દેશે ન શીખ કડવી કહિ કોઇ આજે;
આ માનુષી અધિક ઉત્તમ દેહ આવી,
જો થાય સર્થક નહીં વયને ગુમાવી. ૮

# શ્રીમધૂપદૂતકાવ્ય.

## મઙ્ગલાચરણ.

સ્રગ્ધરાવૃત્ત.

લેપ્યા લેપો સુગંધી ઉચ્ચ કુચ વચમાં મોતિની માલ દીસે,
સિંહાલંકી કટી છે લટિપડિ લટિયો કેસની શેષ દીસે;
જ્યોતી જેવી જણાતી રિઝિ રતિપતિયે રૂપનો કૂપ આપ્યો,
એવી જે ગોપિકાની રતિપ્રતિ રમતા કૃષ્ણ તે શક્તિ આપો ૧.

## પ્રિયા વિયોગ સ્મરણ.

શિખરિણીવૃત્ત.

પ્રભાતે મધ્યાન્હે પ્રિય રૂપ દિસે દીલનિ વિષે,
પ્રભા તેતો જાણે દિલ દિલગિરી માંહિ અતિશે;
પિડા પામું ભારે મદનથિ બહૂ રે! મદ નથી,
નથી જાતી વર્ણિ મદન પિડ મ્હારા વદનથી. ૨.

વપૂ રે'તું તપ્ત થતું નહિ જરા તૃપ્ત મનડું,
પુરી પીડા પૂરી પ્રિય શર !-મને કેમ કનડું ?
બગાડયું શું ત્હારૂ કયમ શર ! હરે વિત્ત વપુનું ?
પ્રિયા વીના પોઢું પણ પ્રિય વિના લાગતું સુનું. ૩.

પ્રિયા પ્રીયા કે'તા નિર બહુ વહેતુ નયનથી,
અનંગે આ અંગે તનખ અતિ થાતી શયનથી;
પ્રિયા ! ત્હારી પ્રીતી વિસરિ વિસરાતી નહિ જરી,
પ્રિયા ત્હારા વીના સહુ સુખ સદા જાણુંછું અરી. ૪.

સ્મરૂંછું હું તૂંને સ્મર સ્થિર થવાને પ્રિતિપતી,
પ્રીયા ત્હારા વીના અતિગતિ કરેછે રતિપતી;
સુકાયું સંતાપે પ્રતિદિન વપૂ પુષ્ટ હતું જે,
દિસ્યાં અંગે અસ્થી શરિર સુખમાં છે નહિ રજે. ૫.

થયો શોકે વ્યાપ્ત સહુ સુખતણા શોખ નડતા,
પિધૂં ખાધૂં દેતું ગુણ નહિ મને આવિ જડતા;
ઉપાયો શા સોધું તવ મુખ દિસે કે શર દમે,
હવે હૂં ક્યાં જાઊં પ્રિય પ્રિતિનિ ઉર્મિ કયમ શમે? ૬.

સ્મર જ્વાલા ભાલાસમ શરિરમાં ભચ્ચ ખુંચતા,
સંભારંતા ભારી શર-સરપશા વાગિ ચટકા;
થયું અંગે વ્યાપ્ત વિષ સ્મર રૂપી તૂનિ સ્મરણે,
પ્રિયા! વ્હેલી આવી સ્મર દુઃખ હરી રાખ્ય શરણે. ૭.

વિના નીરે મત્સ્ય તરફડિ મરે તેમ મરૂંછું,
દિઠા વીના ત્હારૂં મુખકમલ સ્વપ્ને હું રડુંછું;
સ્મરાગ્નિની જ્વાલા પ્રકટિ વપુમાં બળિ હું મરૂંછું,
હરે જો તું આવી પડ્યું દુઃખ સહૂ તો હું ઠરૂંછું ૮.

બન્યો છું હૂં ઘેલો પ્રિય તું પ્રિતિની માંહિ ફસિને,
કરી દે તું ડાહ્યો હૃદય સરશો ચાંપિ હસિને;
હતો જ્યારે ના'નો શિશુપણ વિષે કૂદિ રમતો,
પિતા માતા મા'રાં લઇ ખબર રાખેજ હસતો. ૯.

કરાવી અર્ધાંગા જનમ સુધિની સાથિ સુજને!
બનાવી છે જોડી સુખરૂપ સુખાળી સુનયને!;
પ્રિતે પાળી પોશી કર તું વરને ખૂબ સુખિયો,
પ્રિયા! તા'રા વીના બનિ બુડિ ગયો છેક દુખિયો.૧૦.

કરૂં કયાં સૂચી હું સહન સ્મરને વ્હાલિ વિણ રે!,
વહેલી આવી જા કુરપણુ મુકી ઢીલ ન કરે;
પ્રિયા! છે તું ભાગી સુખ દુઃખતણી સાથિ ધણિની,
તથાપી તેં મારી વિનતિ કરણે કેમ ન સુણી?.૧૧.

નથી શું તેં ધારી વિનતી પતિની લક્ષ્ય ધરવી?,
પ્રિતે પાસે આવી ધણીતણિ ઘણિ વ્યાધિ હરવી;
નથી કોઈ આપ્તગણ ગણિ જુવે તૂનિ સમ ત્યાં,
પડ્યો છે આ પ્રેમી વિરહ વમળે છેક ફસિ જ્યાં. ૧૨.

પ્રિયા છે શું ધાર્યું ઝટ મુખવડે આવિ વદિ દે,
નહીં તો આ કાયા છતિ ન છતિ એ જાણિ મન લે;
મહા માયા! કાયા પ્રિતિપ્રતિ સુકાઇ કૃષ થઈ,
દિનન્તે નીરાંતે ડરિ ન શકતો શુદ્ધિ સહુ ગૈ. ૧૩.

ગયું જાણે ઈંદ્રાસન સુરપતીનું શું ક્ષણમાં?
ગયાં જાણે અક્ષીરૂપિમણિ મહા એક પલમાં;
છવાયું છે જાણે તિમિર સઘળે શોક ઉપન્યો,
ધવાયો છું ઘાવે વિરહ અનલે શોખ ન ગમ્યો. ૧૪.

થયો છું પ્રેમાંધ પ્રિય તુંનિ પ્રતીમાંપ્રતિ પ્રિતે,
મહા મોહાબ્ધિમાં વિરહ મદમાં હું છું ન જિતે;
પિડાયો છું પ્રેમે પરમ સુખ દીઠું નહિ કદી,
ગળીને સર્વેથી અતિશય રૂડિ પ્રીતિ ન સધી! ૧૫.

પ્રિયા! પ્રીતી માંહી દિધિ ઘણિ તને રમ્ય ઉપમા,
તથાપી છે તપ્તી પણ નથિ થતી તૃપ્તિ મનમાં;
કયા શબ્દો માંહી શુભ ગુણતણું ગાન કરૂં હું?
કયા શબ્દો માંહી પરમ પ્રિતિની સાક્ષિ દઉ હું? ૧૬.

હવે શા શબ્દોથી તુજ મુજ પ્રિતિની વિમલતા,–
બતાઊં તે હુંને જડિ ન શકતા શોધ કરતાં,
નથી શબ્દો શોધ્યા પરમ પ્રિતિના આવિ મળતા,
છતાં શબ્દ સ્સિંધૂ નહિ ક્યમ મને શબ્દ જડતા? ૧૭.

કહું છું માતા તો મુરખ મનુષ્યો મુરખ ગણતા,
પિતા, ભ્રાતા કે'તાં નર–સ્ત્રિજનના ભેદ પડતા;
ફર્યો સર્વે સ્થાને પણ નથિ મને! શબ્દ જડતા;
તથાપી કૈં કે'તાં લઉકિકતણા બાધ નડતા. ૧૮.

કહે તો છો કે'તા મુરખ મનુજો પ્રેમ શું લહે ?
"દુનીયા દોરંગી" સમજ વિણ છોને લવિ વળે ;
નઠારૂં ને સારૂં કદિ ન દિસતું પ્રેમિ જનને,
પુરા પ્રેમે પોતે સુખિ ઘણું કરે નીજ મનને. ૧૯.

પ્રિયા ! તા'રે કાજે પ્રતિદિન પછાડી જીવ ફરે,
થઈ ઘેલા જેવો ભટકિ અટકી શોચ જ કરે ;
પિડાયો છે પ્રેમી નિજ પ્રિયતણા પ્રેમથકિ જે,
પિડા તેની તૂં શું દુર રહિ મનેથી ન સમજે ? ૨૦.

દયા લાવી દેવી ! અધિક સુખવાસી શું ન કરે !
બુડ્યો દુઃખાબ્ધિમાં ગૃહિ નહિં શું કાઢે તુજ કરે !
ઘણા કાલાવાલા થકિ કરિ વિનંતિ ધર હૃદે,
વિયોગી છે તારો પતિપ્રતિ પ્રિતે લક્ષ ઝટ દે. ૨૧.

(પત્નીની ચિંતિત મુખમુદ્રા ઉપરથી પતિને ઉપજેલા વિચાર.)

હરિગીત છંદ.

સ્મિત હાસ્ય પ્રિય મુખચંદ્રનું હૂં નીરખી હરખાઉં છું
ને વક્રદ્રષ્ટીને નિહાળી મનવિષે મકલાઉં છું;
શુભ સ્વરૂપ ઉજ્વલ કોમલ સ્વર જોઇ સૂણિ ધરાઉં છું,
મનહરણ મુખની છબિ વિલોકી સ્મરણ ચૂકિ ન જાઉં છું;
દુઃખહરણિ દારૂણ વ્યાધિની કમલાક્ષિ સુખને રોપતી;
વશિકરણથી રે! વશ કરીને વાણિ વદતિ ન કોપતી;

રૂપાળિ! પાળી પ્રીતી, ટાળી રીતિ દુઃખદા યુક્તિથી,
મન મ્હારૂં રંજીત તેં કર્યું મ્હાકાલી! અદ્‌ભુત શક્તિથી. ૨૩

શક્તિ ગણું છું એક રૂપે એક રૂપે સ્ત્રી ગણું;
ને એક રૂપે આપ્તગણમણિ રૂપ સુંદર ગેહનું,
દેવી દયાલી રામ્ય રૂપવતિ શ્રેયકર શ્રી ભારતી!
વાણી ન મારી શકિ વખાણી તૂં ગુણોને મુખવતી. ૨૪.

છે તું અલૌકિક શક્તિની ઠારિ ઠામ રાખી ચિત્તને,
પતિવાણિ માની મુલ્યવાળી, માણ્યું કદિ નહિ વિત્તને;
શુભ ધર્મ પાળીને વળિ મન મોદ મોદથિ બાંધિને,
દાંપત્યના અર્ણવ મહીં મહિમા મહીમા જાણીને. ૨૫

તેં ઠાલવ્યો ભાવી થઈ વીભાવિ ભાવ ન દાખીયો,
રે! પ્રેમબંધન માંહિ પ્રીતે પકડિ પ્રેમી નાંખિયો;
એ પ્રેમબંધન સાલતું હરખાઈ હૈડું હાલતું.
કમ્મર કસીને હસિ ખસી જોવા તને મન ચાલતું ૨૬

આવેશમાં આ વેશથી આવે મહારૂં મન હિંડી,
ઘેલો થયો શું હૂં હવે કે પ્રીતિની નીશા ચઢી?
ભૂલ્યો; નથી ઘેલો થયો હું, પ્રીતિ જીતિ ફરીવળી,
નીચે લખેલું બોલતાં આ કાય કંપિ ઢળી પડી. ૨૭

"સ્ત્રીયોતણા કઈ દાસ થઈને ખાસ કામ કર્યા કરે,
તો પ્રેયસી! પ્રિય પતિ શું તા'રો નમ્રદાસ થઈન રે'?

આ દાસ દેવી! પાસ આવી ભાસ દે અતિ હર્ષથી,
સુખસાગરે દે તું ડુબાડી શાંતિ કર કર–સ્પર્શથી" ૨૮.

समाप्तोऽयं प्रथमः सर्गः ॥

## द्वितीयः सर्गः॥

उपजाती वृत्त. ॥

છબી પ્રીયાની મનમાં નિહાળી,
ખુશી થતો રોજ મુખેંદુ ભાળી;
થયું મ્હારૂં મન તે સમામાં,
બાગે જઈ ભૂલું વિયોગ રામા. ૧.

ગયો હું બાગે પણ શૂન્ય લાગે,
બળે મ્હારૂં તન-તાપ આગે;
તથાપિ જોતાં બગિચો રૂપાળો,
શમી ગયો શોક સમસ્ત કાળો. ૨.

હતું મહા બાગનિ આસપાસ-
સમુદ્રશો રમ્ય તળાવ વાસ;
તળાવમાં પંકજ વેલિ ફેલી,
જાણે લિલી સાટિન પાથરેલી. ૩.

વચ્ચે પુરે શાખ-વિશાખ આવી,
બુટ્ટા છુટા પંકજ પંક્તિ છાઈ;

હૂં જેમ મારી પ્રિય કાજ વાજ–
હૂં તેમ ત્યાં પંકજ સૂર્ય કાજ. ૪.

વિચિત્ર વિચાર ભરાઈ આવે,
વિચિત્ર કૈ તર્કવિતર્ક ચાલે;
વિચારમાં ઊંઘિ ગયો હું ત્યાંહી,
થયું મહા સ્વપ્ન સુશુપ્તી માંહી. ૫.

वसंततिलका वृत्त.

શોભીત શુદ્ધ મદનગૃહ ત્યાં રૂપાળું,
દીપી રહયું સર મહીં નિર રમ્ય કાળું;
તે વેગળેથિ વળતું ચલકાટ મારે;
તેવે ગળેથિ મણિ–મોતિનિ માલ હાલે ૬.

તેનું જણાય પ્રતિબિંબ વિલંબ વિના,
તેજસ્વિ તેજ રૂપ ચંદ્રશુ છે ન સીમા;
તેવે થતું સ્મરણ ત્યાં પ્રિય વર્ણ કેરૂ,
જે વર્ણને વરણતાં મતિ છે અવેરૂ. ૭

એવું રૂપાળું મુખપંકજ પત્નિનું ત્યાં,
આવી અડયું સ્વપનમાં ભ્રમણા મહીં જ્યાં;
ભૂલી ગયેલ પ્રિય પત્નિનું રૂપ આવી,
ઊંઘી ગયા શું પ્રિયનાથ હું સાથ આવી.૮.

એ શબ્દ સ્પર્ષ ઝટ કર્ણ થતે જગાયું,

ઝાંખો પડ્યો નહિ જણાયું શું જોઈ ધારૂં ?
ઉદ્યાન માંહિ હતિ થંડક રે! વિશેષ,
મધ્યાન્હ છે, ન જલયન્ત્રથિ તાપ લેશ. ૯.

નિદ્રા છતે પણ હું બ્હાર ઉઠીજ આવ્યો,
ભાવીક ભક્ત પ્રિયનો બનિને ધવાયો;
જ્યાંછે પરસ્પર પ્રિતી સહુ દંપતીમાં,
ત્યાંછે વિરામ દુઃખનો, સુખની પ્રતીમાં. ૧૦.

ભુજંગી વૃત્ત।

ઉભો બ્હાર આવી પ્રિયા સ્મર્ણમાંહી,
થઈ કામ—અગ્નિથકી તપ્ત ત્યાંહી;
ખિલ્યાં પુષ્પની ગંધ આનંદ દેતી,
તથાપી ભુલાતી નહીં પ્યારિ પ્રીતી. ૧૧.

વધી વ્યાધિ વીશેષ વીના પ્રિયાથી,
અનંગે મુકયો બાળિ ના ટાળિ ભીતી;
થયાં કૃષ્ષ ગાત્રો, ઢળી કાય નીચી,
રડું પ્યારિ વીના દ્રગે નીર સીંચી. ૧૨.

પ્રિયા પામવાને મળી એક યુકિત,
તથાપી મહારી રહી સ્થીર શકિત;
અરે ને પરે થાઉંછું ભાન વીના,
કરૂં શું હવે રે! હવે પ્યારિ વીના ? ૧૩.

અરે દૈવ તેં કોપ શા માટ કીધો?
મહા અર્ણવે કેમ ડૂબાડિ દીધો?
દયા આવતી શું નથી મ્હારિ તૂને?
કર્યા પાપ શાં તે કહી દે તું મૂને. ૧૪.

વિલાસી પતિ–પત્નિના સર્વ યોગ,
કરાવ્યો શું મેં પૂર્વ જન્મે વિયોગ?
અતી પ્રેમથી ખેલતાં દંપતીના,
ડુભાવ્યાં દિલો શું ગતી જ્ઞાન વીના? ૧૫.

સ્મૃતી છે નથી મેં કર્યું એવું એવી,
ઘણું દુઃખ વેઠયું કઇ વાટ લેવી?
નથી સૂઝતી યુકિતયો સ્થીર પામી–
અને શકિતછે દેહની આ વિરામી. ૧૬.

પ્રિયા પામતાં પામિયો દુઃખ ભારી,
અરે રે! હવે હું ગયો છેક હારી;
કયહાં દુઃખ સર્જ્યું હતું આ લલાટે?
"લખ્યા લેખ મિથ્યા ન થાયે" ઉચ્ચાટે. ૧૭.

દિધાં ઇશ્વરે દુઃખને સ્હેજ સે'જ સે'વાં,
કિધાં કૃત્યના લાભને પામિ લેવાં;
કદી જો ઉગાડે શિરે શિંગ એક,
વિના ખેદ કીધે ધરી રે'વો ટેક. ૧૮.

પ્રિયાના વિયોગે પડયું દુઃખ કારી,
કરૂં યત્ન તો પામિ લૌં પ્રાણ-પ્યારી ;
પરંતૂ ભુલૂછું ઉપાયો વિના તે,
સહુ વેઠિ લેઉં સૃજ્યા દુઃખ કાજે. ૧૯.
કદી જો હશે દેહ આ વ્યાધિ વીના,
મળીશું પ્રિયાને અરે મન્ન! બીના;
સહૂ દેખશે જીવતાં રંગ રાગ,
મયા જીવ તો દેખશે ભૂંડિ આગ. ૨૦.
વિચારો વિસારૂં તથાપી ભરાતા,
થઉં શાન્ત તો હું રહેતી ન શાતા;
ખરી પ્રીતિ કોને કહેવી વિચારૂં,
પતી-પત્નિના ધર્મમાં મર્મ ધારૂં. ૨૧.
પતી-પત્નિની પ્રીતિમાં પ્રાણ જેહ,
નહીંવત્ ગણે જે ખરો પ્રેમિ તેહ;
હશે દેહ આ તો મળીશું પ્રિયાને,
ગણે મન્ન એવું સ્મરૂં રોજ શાને? ૨૨.
નથી પ્રેમ તે દંપતીનો જરાએ,
કદી તેમની પ્રિતિ છે ના ગણાએ;
જાણી શુદ્ધ મેં પ્રીતિ આ પૃથ્વિ માંહી,
પ્રિયા સાથની દેખિ જન્મે ન ક્યાંહી. ૨૩.

समाप्तोऽयं द्वितीयःसर्गः ।

## તૃતીયઃસર્ગઃ ॥

### તોટક વૃત્ત ।

બહુ શોક વિશે ગરકાવ થયું,
નથિ આ વપુનું કંઇ ભાન રહ્યું;
ફિકું અંગ થયું વિરહાનલથી,
રહિ શક્તિ નહી જરિ, દે' ગળતી. ૧.

ઉઠિ ગૃહ વિશે ફરિ આવિ રહ્યો,
વિરહાનલનો સહુ તાપ સહ્યો;
સહુ અંગ અનંગ થકી તપતું,
પ્રિય પ્રેયસિ નામ દિલે રમતુ. ૨.

ખસના વિંઝણાવતિ તાપ જવા,
સ્મર સ્થિર થવા કરતો ખુબ વા;
નથિ સ્થિર થતો અતિશે નડતો,
મદમત્ત થઇ વળિને પડતો.

કરવા વિંઝણો સુગુલાબ કળી,
નિર તેહ વિષે ઝબકોળિ વળી;
ગુંથિ ગુથણિ શોભિતિ યુક્તિ વડે,
સ્મર શેર નડે નહિં ચેન પડે. ૪.

ગુલબાસની વાસ નથી ગમતી,
ફરિછે દિલની શુધ ને સુમતી;

રણ અગ્ર વિષે રણધીર રહી,
મદનધ્વજ કાય વિશેષ દહી. ૫.

અકળાવિ દિધો અતિશે મુજને,
નહિ જાણ પડે મુઢને સુજને!
દુઃખ આવિ પડે કદિ મોટું મને,
ન ગણું જિવતા સુધિ હુંજ મને. ૬.

દુઃખ પ્યારિ વિયોગતણું ગણું છું,–
પણ અન્ય દુખો ઝટ હું હણું છું;
નથિ પ્યારિ વિયોગ સમાન દુઃખ,
નથિ પ્રેમ સમૂં મહિ માંહિ સુખ. ૭.

દુઃખછે સઘળે સુખ દેખું નહીં,
પજળ્યો અનલે કહ્યું જાય કહીં?
કમળે થઇ વ્યાપ્ત દ્વિઅક્ષિ, બધે
પિળું ભાળિ રહે ત્યમ સ્થીતિ લહે. ૮.

ગયું નૂર અપૂર્વ હતું વપુમાં,
છતું જ્ઞાન છતે ન રહ્યું છતમાં;
દિન-રાત્રિ વહી જતી એક પલે,
જપમાલ ધરિ નહિ કેમે ટળે. ૯.

છતું સૂખ છતે ન રહ્યું જરિયે,
ન'તુ દૂઃખ છતાં ઝૂરિને મારિયે;

પ્રભુની ગતિ ન્યારિ જણાતિ અતી,
ગણતાં ગણિ તેહ ગણાતિ નથી. ૧૦.

કરતાં કંઇ છેક વિચાર વિષે,
ગરકાવ થતે કંઇ સ્વપ્ન દિસે;
ઘડિમાં મળુછું ઘડિમાં મુકુંછું,
ઘડિમાં પ્રિતિની રિતિને ચુકુછુ. ૧૧.

ઘડિમાં બનિ રાય ધરાઇજિઉં,
ઘડિમાં બનિ રંક નિશંક થઉં;
શુભ ચિન્હ થયાં મુજ અંગ વિષે,
શુભ વૃત્તિ થઈ વળિ મન્ન હિસે. ૧૨.

થયું નક્કિ દિલે પ્રિયને મળશું,
દિલ સાક્ષિ પુરે દુઃખને દળશું;
દુઃખ દૂર ગયું સુખ પાસ રહ્યું,
છતું દુઃખ છતે કળથીજ દહ્યું. ૧૩.

મન સારૂં નઠારૂં સહૂ સુચવે,
મન અબ્ધિ મહા વમળે ગુંચવે;
કરિ સૂક્ષ્મ વિચાર સુસાર ગ્રહે,
સહુ કાર્ય કઠીન ત્વરાથિ સરે. ૧૪.

કરતાં દ્રઢ યત્ન સુરત્ન મળે,
વળિ આવિ પડચાં સહુ દુઃખ બળે;

વિણ યત્ન કરે કદિ કોઈ વસે,
મુરખા મહિં તે નર તો ખપશે. ૧૫.

ધણિ યુક્તિ મળી સુભ સ્વપ્ન વિષે,
પડિ ભ્રાંતિ બધી જલદી ખસસે;
ગઇ સાન અને સુધ મારિ વળી,
વળિ વૃત્તિ વિયોગનિ છેક ટળી. ૧૬.

જેમ અક્ષિ ગયેલનિ અક્ષિ મળે,
ત્યમ પક્ષિ પ્રિયારૂપ આવિ મળે;
ગમતી પ્રિય વસ્તુ સમાગમથી,
નમતી મતિ ને ફરતી ન મતી. ૧૭.

દૃઢ વૃત્તિ થઈ ચલ વૃતિ ગઈ,
શુભ વૃત્તિ વધી સુખદાયિ થઈ;
કરૂં વર્ણન શું મુજ હર્ષતણું?
લખતાં લખ્યુ જાય કદી ન અણું! ૧૮.

રજની ગજની થઈ જાય બધે,
રજની વહિજાય રસીક પદે;
ગુણગાન મહાન પ્રિતી રિતિમાં,
ભુલિ જાઉં છું ભાન પ્રિયા પ્રિતિમાં ૧૯.

પ્રિય પ્રેમ અલૌકિક વસ્તુ ગણી,
કરૂં પાન હમેશ કરેથિ લણી;

ગણું છું હૂં અખંડ અભેદ્ય પ્રિયા,-
પ્રિતિનો પ્રિતિમાં મહિમા અહિયાં. ૨૦.

દિસતું ન મને કહિં પ્રેમ સમું,
પણ પ્રેયસિ પ્રેમ વરિષ્ટ ગણું;
પડિ ગાંઠ સુપ્રેમનિ છૂટે નહીં,-
કિધિ યુકિત કદિ રદ જાય સહી. ૨૧.

પલ ભૂતલમાં રહિ કોણ શકે ?-
વિણ પ્રેમ–સુધા વસુધાનિ વિષે ?
નથિ પ્રેમ બરોબર આ જગમાં,
નથિ પ્રેમ બરોબર આ જનમાં. ૨૨.

નથિ ભાગ થતા નથિ નાશ થતા,
કરતાં દૃઢતાથિ અતિ વધતા;
ગમતા શમતા દુઃખ દૂર જતા,
રમતા નમતાંજ જતી ન મતા. ૨૩.

સમાપ્તોઽયં તૃતીયઃ સર્ગઃ ॥

॥ ચતુર્થઃ સર્ગઃ ॥

ઉપજાતી વૃત્ત.।

બિજે દિને ઊઠિ સવાર માંહી,
ગયો ઉદ્યાને નહિ વાર કાંઈ;

લાંબા ટુંકા ત્યાં ડગલાં ભરંતાં,
પ્રિયાતણો શોચ ઉભો કરંતાં. ૧.

ખિલેલ છે બત્રિશ પાંખડીના,
તારા સમા પંકજ શોભિતા ત્યાં;
તેમાંથિ પીને મકરંદ મસ્ત,–
અલી બન્યા છેકજ પુષ્ટ મસ્ત. ૨.

ઊડે લદે એક પછીથિ એક,
જાણે કરે ગેલ પ્રિતીથિ છેક;
સ્પર્ધા વિષે નાદ વિવાદ થાતા,
કઇકિના નાદ છુપાઈ જાતા. ૩.

એ નાદમાં જે રહિતી ખુબીઓ,
વર્ણિ શકે કે નહિ એ કવિઓ;
કહ્યું ન તે મા'રિ વતેજ જાય,-
દિઙ્મૂઢ થૈ જાઊ ધ્રુજેછે કાય. ૪.

સંગીતશાસ્ત્રી અહિયાં શું આવ્યા ?
વિવીધ યુકતી થકિ વાદચાલ્યા;
ઝીણા સ્વરો શા મનને હરંતા ?
મૃદુ સ્વરો સૂણિ દુઃખી કરંતાં. ૫.

શું ગૂણ ગાઊં હું મુખેથિ એના,
પ્રિયા વિયોગે સુઝતું કશુંના ;

વિયોગિને યોગિનિ વાત લાગે,–
સારી નહીં, ક્લેશ વિશેષ જાગે. ૬.

જોઇ ભલા એ ભ્રમરાનિ રીતી,–
થઈ ગયો છક્ક, ભુલ્યો હું વીતી ;
દુઃખીજનો દુઃખ જવા ઊપાય,–
કરે કદી તો દુઃખ તે છુપાય. ૭.

એવું વિચારી મન માંહિ જેવે,
કીધી વિનંતી ભ્રમરોશુ તેવે ;
આપત્તીમાં ગર્ક થયેલ પાસે,
આવે બધા તેમજ આવી પાસે. ૮.

ઉભા રહીને વિનતી સુણીને,
થઇ કહ્યાની અસરો ગુણીને;
નિમગ્ન જે પંકજના રસોમાં,
ઊકાસતાં વાત ઊભા રહ્યા ના. ૯.

સારી સ્થિતી જોઈજ મિત્ર થાય,
બુરી સ્થિતી જોઈ ન મિત્ર થાય ;
છે તાલિ મિત્રો અગણીત સ્થાને,
ભલા ભુંડા જેહ જણાય નાંણે. ૧૦.

તેવું થયું આંહિ જુઓ વિચારી,
ઊડી ગયા કે વિનતી ઉચારી ;

રે ! અન્યના દુઃખથિ દુઃખિ જે છે,
તે છે રહ્યા પાસ વિતી સુણે છે. ૧૧.

પરોપકારે પડયું દુઃખ ભાગે,
સંપત્તિને વિત્તનિ પ્રાપ્તિ જાગે;
કીધો ન જેણે પરઉપકાર,
તેને ન આ માનવિમાંહિ ધાર. ૧૨.

પર્માર્થની વૃત્તિ ન જો કરીશ,
આ માનુષી દેહ ધર્યો ધરીશ;
એવો ન સંકલ્પ કર્યોજ જેણે,
જીવ્યો ન જીવ્યો ગણશોજ તેને. ૧૩.

મધૂપ ગુંજારવને મુકીને,
વિનંતી મારી સુણિ સર્વ લૈને;
અલીયુથાધીશ સુ નમ્ર ભાવે,
કે'વા મશે મહરિ પાસ આવે. ૧૪.

"આજ્ઞા કરો શેવકને સુખેથી,
શિક્ષા કરો કિંકરને ચુકેથી;
આ કાય ને પ્રાણ સમર્પિ દીધાં,
કહયું કર્યાના પણ નક્કિ લીધાં". ૧૫.

"મધૂપ છે ધન્યજ માત તારી,
શાન્તી કરી તેં વચનોથિ ભારી;

છે જીભમાં સાકર–ઝેર-વેર,-
ને જીભમાં અમ્મૃત કેરિ શેર. ૧૬.

કહ્યું છું તૂંને વિતિ જે મને તે,
મલ્યો મને મિત્ર પવિત્ર તુંએ ;"
વિતેલિ વાર્તા અલિને કહીને,
દૃગે ભર્યાં આંસુ અતી રડીને. ૧૭.

મધૂર ગાનાદિકને રવેથી,
'છાના રહોને' કેહેતો ખુબીથી ;
સુમિત્ર કૈ દુઃખ વિસારિ આપે,
કુમિત્ર કૈ દુઃખ ગયેલ સ્થાપે. ૧૮.

"મધૂપ ઓ ભાઈ! નથી હું રોગી,
હૂ માહરિ પ્રેયસિથી વિયોગી ;
વિયોગિની વીનતી જો કહીશ ,
તો હું સખા! મર્ણ થકી બચીશ ". ૧૯.

"શું સ્હેલુ! આ કાર્ય મને બતાવ્યું?
કહેલું એક ક્ષણમાં બજાઉં ;
સર્વેથિ સ્હેલું કૃત્યને બતાવી,
આભારિના ચિન્હ મુકો બતાવી ! ૨૦.

એક ક્ષણે યોજન લાખ ચાલું !
તોયે ન હું કોઈ દિનેજ હારૂં ;

શું કાર્ય આ હું ન કરી શકીશ ?
સૂખે સુઓ હું દુખને હરીશ. ૨૧.

કહયું કહીશ પ્રિયને તમારી,
સુખી કરી દેઉ ત્રિતાપ મારી ;
કહો કયહાં છે, વળિ કૈ સ્થિતીમાં ?
ઘો ઓળખાવી શુભ તે પ્રતીમા. ૨૧.

જો હોય રસ્તા મહિ કૈ નિશાન,
કરાવજો તેહનું આહિં ભાન ;
શેહેરને ગૃહતણું બયાન
કહી બતાવો સ્થિર રાખિ ધ્યાન. ૨૨.

ભુલી પડું હું ન કયહાંઈ તેનું,
રે ! રાખજો સ્મર્ણ વિશેષ એનું ;
ભુલ્યા કદી એ પથ દાખતાં જો,
કરી જશે મે'નત પાણિમાં તો. ૨૩.

समाप्तोऽयं चतुर्थः सर्गः ॥

## अथ पञ्चमः सर्गः ॥

### वंशस्थ वृत्त.

મધૂપની હિમ્મત વાળિ વાણિથી,-
સુખી થયો હું સુખરૂપિ કા'ણિથી ;

દઈ ઘણી હિમ્મત રૂડિ મિત્રતા,–
બતાવતા મિત્ર મહા પવિત્રતા. ૧.

જડેલ હીરો જ્યમ કુંદને દિપે,
સુમિત્ર મૈત્રી મહિં તેમ તો ખપે;
સુપાત્ર શું શું કરતા કહું કથી,
કુપાત્ર કૂમિત્રશું બોલતો નથી. ૨.

ઠરી-ઠરાવ્યું મનને સુવાણિથી,
હઠી-હઠાવ્યું દુઃખને સુવાણિથી;
ભરી-ભરાવ્યું સુખ સર્વ જાતનું,
સરી-સરાવ્યું દુઃખ સર્વ વાતનું. ૩.

વળિ- વળાવ્યું મન મા'રૂં દુઃખથી,
પળી-પળાવ્યું મનનેજ સૂખથી;
કરી-કરાવી સુખરૂપ સ્થાપના,
ધરી-ધરાવી દુઃખને કર્યું ફના. ૪.

મળે-હળે મિત્ર રૂડો પવિત્ર તો,
પળે-પળે વીત્યું હરી હઠી જતો;
કળે-કળે બીક અધિક દેઈને,
છળે-છળે મિત્ર કુમિત્ર હોઇને. ૫.

દ્વિવર્ણને શોભિત ચારૂ અર્થથી,
પવિત્ર આ શબ્દ રચેલ કોણથી?

કળીશકાતું નહિ કોઈની વતી,
દ્વિવર્ણ હે! પાર ન પામતી મતી. ૬.

સુમિત્રના સંગથિ રંગ જામતો,
કુમિત્રના સંગથિ રંગ વામતો;
સુમિત્ર તો આ ભવમાં સુહાગિછે,
કુમિત્રવાળો ભવનો અભાગિછે. ૭.

કઠીન જે થાય ન કર્મમાં ભળી,
વધારતો તે સુખ, દુઃખને દળી;
મહી વિષે મિત્ર સમૂ ન રત્ન છે,
ઘણે સ્થલે જોઈં તથા પ્રયત્નછે. ૮.

કરાવતો જ્ઞાન સુમિત્ર લોકમાં,
ભરાવતો તે ઝગડો ન કોઈમાં;
પરસ્પરે તેહ વિનોદ આપતો,
કુંકાસને કલેશ સમૂલ કાપતો. ૯.

વધારતો ધાર સુકીર્તિની સદા,
સુધારતો તે ન બગાડતો કદા;
કરી ન જેણે સુભ મૈત્રિ મિત્રથી,
ઠરી ન જેની ચિતવૃત્તિ ચિત્રથી. ૧૦.

ન જાણજો માનવિ તે મહી વિષે,
વિદ્વાન્ છતે ઢોર સમોજ તે દિસે;

મૃદૂ અને કોમલ અક્ષરો થકી,
દ્વિવર્ણનો શબ્દજ દીપતો નકી. ૧૧.

રહેલ છે રમ્ય રહસ્ય તેહમાં,
રહેલ છે શૂભ સુગૂણ જેહમાં ;
પવિત્રને મિત્ર સુશબ્દ રત્નશો,
ગમે નકાં મિત્રસમો પવિત્ર તો? ૧૨.

કદી પડે ભીડ ભવાબ્ધિમાંહિજો,
સહાય થૈ સાથિ સદાયનો થતો ;
ન લાવતો જે સુખ દુઃખ મન્નમાં,
ન ભાળતો જે કપટેથિ કોઈમાં. ૧૩.

ઈર્ષાની આંખે કદિયે ન ભાળતો,
બતાવતાં કાર્ય કદી ન ટાળતો ;
ન જેહને પ્રીતિ સ્વસૂખ કાજછે,
પરોપકારે પ્રિય દેહ સજ્જછે. ૧૪.

મહારૂ સારૂં કરિ જે ન મ્હાલતો,
પરાયું ખોટું કહિ જે ન ચાલતો ;
સમાન ભાવે સહુ સાથિને જુએ,
પ્રપંચિયોના દિલ ડાઘને ધુએ. ૧૫.

કઠોરને કર્ણ કટૂ ન જે વદી,
સુમિત્રતા માંહિ રહે ન જે મદી ;

વિવેકિ થૈ જેહ વિવેક રાખતો,
સુનમ્રભાવે સુફલોજ ચાખતો. ૧૬.

પ્રિતી ન છે કલેશ કુસંપ કોઇમાં,
સમાન છે ભાવ વિભાવ છે ન કયાં;
સુખે સુખી દુઃખ વિશેજ દુઃખિછે,
દુઃખે દુઃખી, દુઃખમહીં ન સૂખિછે. ૧૭.

પડે કદી જો દુઃખ આ ભવાબ્ધિમાં,
ઉગારવા યત્ન કરેજ જે ઘણા;
સમુદ્રરૂપે મન જેનું મોટુછે,
જરા ન જેનું મન છેક છોટુછે. ૧૮.

વિપત્તિમાં જે શિર નીજ આપતો,
દરિદ્રના દુઃખ સદા વિદારતો;
સગાં વિશે સંપ વિશેજ જેહને,
અહર્નિશે જંપ વિશેષ તેહને. ૧૯.

કપાવતો માથુ કુમિત્ર કોદિને,
છપાવતો છાપ ન રૂડિ સોધિને;
મુખેથિ મીઠું ચિપિચાપિ બોલતો,
વિશે ભરેલું દિલ, રોજ ખોદતો. ૨૦.

છચોક તે ચૂગલિ ચાડિયો કરી,
વઢી-વઢાવી રહેતો ન જે ડરી;

લશૂનને કુંકુમ કસ્તુરિ તણા,
કરે કદી લેપ સુગંધીના ઘણા. ૨૧.

શું તે તજે વાસ સૃજેલ નીજનો?
કુમિત્ર રે! તેમ નડે કુબીજનો;
કુમિત્ર ઢાંકયો કદિયે ન રેહતો,
લશૂન પેરે દુરગંધ વેરતો. ૨૧.

બતાવતો ગાય સમાન મૂખને,
હલાહલે દીલ ભરેલ દેખને;
સુમિત્ર ભાઇરૂપ છેજ સાથિયો,
હમેશ રાખે સુખિ સર્વ જાતિયો. ૨૩.

કુપાત્ર તો પાત્ર ન કોદિને બને,
સુપાત્ર કૂપાત્ર બને ન કોદિને;
ન શીંગડાં હોય કુપાત્રને કદી,
સ્વભાવને મન્ન બતાવતાં વદી, ૨૪.

બિજાતણા સૂખ વિષે ઠરી હિતે,
પરોપકારે હિત રાખિને પ્રિતે;
મધૂપ જે મૈત્રિ બતાવિ આપતો,
વિલોકતાં હું બમણો ખુશી થતો. ૨૫.

વચન્નથી જે દુઃખ સર્વને દળે,
મધૂપશો મિત્ર ન સોધતાં મળે;

કદી પડે કામ મધૂપ તૂજને,
બતાવજે જીવ સમાન મૂજને. ૨૬.

પરસ્પરે મૈત્રિનિ રીતિ દાખિતો,
પરસ્પરે કામ પડે કદાપિતો;
કિધેલ છે અર્પણ દેહ આ તને,
અણીસમે શીશજ આપું હું તને. ૨૭.

પશુતણું ચર્મજ કામ આવતું,
મનુષ્યનું ચર્મ ન કામ આવતું;
વચન્ન દીધું અણિ કામ આવતું,
મધૂપ! તેથી વચને વિટાઉં છું. ૨૮.

समाप्तोऽयं पंचमः सर्गः

## ॥ अथ षष्टः सर्गः ॥

मंदाक्रान्ता वृत्तः

રે રે ! પ્યારા મધુપ ! પુરના પંથને ઓળખાઉં,
ધીમે ધીમે સરવ સ્મૃતિથી સ્હેજમાંહી બતાઉં;
તૂંછે મારા સરવ સુખનો સાક્ષિ ને મિત્ર મોટો,
દાખું રસ્તો, બહુજ, ટુંકડો જે વિશેછે ન ખોટો. ૧.

છે પશ્ચિમે પુરજ પ્રિયનું ત્યાંથિ દેઉં બતાવી,
જેથી તારા સ્મરણમહિ તે નક્કી રે'શે છપાઈ;

બાંધેલીછે સડક સઘળે છેજ વાંકો ન પંથ,
કે જે જૈ તું પ્રિયપ્રતી પ્રિતે છેક દુઃખીછે કંથ. ૨.

ત્યાંથી જાતાં અધિક રમણિક્ ઝાડને પા'ડ મોટા,
નાના મોટાં વિવિધ કદમાં છોડવા છેક છોટાં;
દેખંતાં તો ઇશનિ ગતિની કોઇ જાણે ન રીતી,
ગાંઠે ગાંઠે વિવિધ પ્રતિની રંગબેરંગિ લીટી. ૩.

એ લીટીઓ નિરખિ નયને ચિત્ત ભ્રાંતીથિ વ્યાપ્યું,
કે શું ઇંદ્રે ધનુષ નિજનું છોડમાંહિ સ્થપાવ્યું?
પંથીઓના પરમ સુખને કાજ દેખાવ ધાર્યો,
કીધી લીલા ક્ષણિક સુખને માટ કે પંથ આરો. ૪.

જો આ રસ્તો રસ-રસિતછે, આ રસે આરસેથી,
વાંકોચૂંકો જરિ ન દિસતો પાંશરો લે તું લેખી;
પાણી છાંટયું ગરદ ઘટવા પંથમાં સંત માટે,
હોશે શું આ સ્વરગ પળવાનો રૂડો માર્ગ સાટે? ૫.

જૂદી જૂદી ખુબિનિ રચનાને નિહાળીજ જોતાં,
દુઃખી જોડાં સરવ દુઃખના પોટલાં સ્હેજ ખોતાં;
નાના નાના કઇંક ડુંગરા આસપાસે રહ્યાછે,
જાણે તે તો ભયજ પથિનાં ખાળવા કોટશાછે. ૬.

છેટે છેટે કઇંક સ્થલમાં ડુંગરાઓ ઉભેલા,
જોતાં જાણે બુરજ શું કર્યા કોટ માંહી ચણેલા;

એવે સ્થાને સરવ પ્રતિના છોડવાંઓ ઉગેલાં,
રોગીઓને પિડત દુખને હાંકવા જે ઉભેલાં. ૭.

જોઇશું જો દુર રહિ કદિ પાસ પાસે દિસંતાં,
પાસે આવે છુટક નજરે દીસતાં છે વસંતાં;
લેછે એથી બુધ સુશિખને મર્મમાં વાત જાણી,
સંકેતોમાં સુગુણિ મનુજો સ્હેજમાં લે પ્રમાણી. ૮.

કૂંડાં મૂકયાં વિવિધ ફુલના શોભિતાં પંથ પાસે,
તારા મિત્રો મધુર રસને ફૂલમાંથી ચુસેછે;
ટોળેટોળાં ગણણ કરતાં આવતાં ને જતાં ત્યાં,
ફૂલોમાંથી મધુર રૂચિયુત્ વાસના આવતી જ્યાં ૯.

એવાં કૂંડાં વિવિધ કદના ત્યાંથિ તે ગ્રામ સૂધી,
મૂકેલાં છે મધુપ પ્રિય રે! જોઈલે તે તું ઊડી;
રંગેળીઓ પુરિત પથછે ખામિ ક્યાંઇ ન કાંઈ,
ધીમો ધીમો સમિર ખુશબો લાવતો સૂખદાઈ. ૧૦.

આઘે જાતાં કઈક ઝુંપડી બાંધિને રક્ષકતો,
રે'છે રક્ષા પ્રતિ દિ' કરવા સાંભળી લે તું વાતો;
તેની પ્રત્યે મૃદુ સુવચને જો વદે એકવાર,
આવી સાથે સુપથ વિધિથી દાખશે નીરધાર. ૧૧.

જો જીંહામાં સરસ ખુબિની હોય તો રે! મિઠાશ,
થાતાં સર્વે કઠિન સુકૃત્યો થાય ના તે નિરાશ;

જીંહાથી તો પલ પલ વિષે ઝેરને વૈર થાય,
જીંહાથી તો પલ મહિ અતી સૂખને રે પમાય. ૧૨.

સારી જીંહા થકિજ મહિમા માન મોટું મળે છે,
મીઠી જીભે વગર પઇસે મીઠિ વસ્તુ મળે છે ;
રે ભાઈ! તું વરણ્યું મુજ તે સર્વનું સ્મર્ણ રાખ્ય,
મારે શબ્દે સ્થિર મન થકી લક્ષ્યને દેઈ રાખ્ય.૧૩.

'એ શું બોલ્યા ગુણનિધિ સખા! બોલિયો હું શું પે'લાં?
કે'વાનું કો' અવળિ સવળિ વાતથી કેમ ઘેલા?
એકીવારે વિણ ઢિલ કિધે બોલિ નાંખો ત્વરાથી,
કે'તાં લાગે કદિ વિલંબ તો વાર થાશે સુખાર્થિ! ૧૪.

ચાલો હાવે વખત વિતતો જે ગયો તે ન આવે,
ટૂકામાં કો' સરલ રીતિમાં વાર ના મોટિ લાગે ;'
'ભુલ્યો ભાઈ! રગઝગ વિષે વાર થાતી નકામી,
લે જાણી તું છઉંજ અધિરો શક્તિ મારી વિરામી. ૧૫.

નાના મોટા તરૂ કઇ ઉગ્યા છાંયડો સર્વ પાસે,
લાગેલાંછે ફલ કઇકને વાસ તો સારી વાસે ;
જેની વાસે મુખમહિ થકી છુટતું પાણિ ખાવા-,
એવી જેની રસિલિ અધિકી વાસના લેઈ લાવા. ૧૬.

ઊડીને તું ચપલ! પલમાં, પંથને કાંપિ નાંખ,
મારી વ્હાલી પ્રતિ કહયું કહી આવિને શાંતિ સ્થાપ;

ચારે પાસે જલ સ્થલ દિસે પક્ષિને પંથિ ના'ય,
તેડે બેઠે ત્રિવિધ દુખડાં સર્વ જ્યાં નાશિ જાય. ૧૭.

કોકીલાઓ મધુર રવથી, ગાયનો ગાય ખાંતે,
બીજાં પક્ષિ હરખિ મનમાં બેશિયાં છે નિરાંતે;
એવાં એવાં કઇક સ્થલને કાપતાં ગ્રામ દીસે,
ધૂ શું તે તો ચળકિ ઉડતું દેખતાં નેત્રથી રે! ૧૮.

समाप्तोऽयं षष्ठः सर्गः

## ॥ अथ सप्तमः सर्गः ॥

वसंन्ततिलका वृत्तम् ।

દીસે રૂપાળુ સુભ ગ્રામ પવિત્ર મોટું,
જેની સમું મહિ વિષે નહીં કયાંઇ મોટું;
છે આસપાસ વળિ ત્યાં અતિશે બગિચા,
જે દેખતાં કઇક પંથિજ બેશિ નીચા. ૧.

નિર્ભેજ હર્ખ થકિ એ પથિયો બિચારા,
જે દેખિને નયનથી કરતા ઇશારા;
શું છે લિલા કરિ જુઓ પ્રભુ કે મનુષ્યો,
કીધું શું હસ્ત થકિ આ પ્રભુ કે પુરૂષે ? ૨.

લોકો પરોઢ સમયે લઇ હાથ લોટા,—
ને નાઇધોઇ કસિને કમરે કછોટા;

સારિ વિભૂતિ ધરિ મંત્ર મુખેથિ બોલી,
ચાલી જતા નિજ ગૃહે મન મેલ ખોલી. ૩.

કૈ શાહુકાર રૂડિ બગ્ગિ વિષે બિરાજી,
કૈ હાથ માંહિ ગૃહિને તુમડાં વિરાગી;
જોતાં દિસે અધિક લોકનું થોક ભારે,
આનંદ વૃંદ માંહિનું સુખ ત્યાં પધારે. ૪.

બે હારમાં બમણિ ત્યાંજ દુકાન દેખો,
નાના તરેહ સહુની, નહિ એક લેખો;
નીચેથિ ઉંચું નહિ જોયું જરાય જાય,
એવાં ઉંચા ઘર બધાં તહિયાં જણાય. ૫.

સીધા જતાં ચતુર નાગર ત્યાં વસે છે,
તેની સમીપ પ્રિય ને ઘરનાં વસે છે;
જૂદો મહેલ પ્રિયનો ઝળકી ઉઠેછે,
જ્યાં તે વિયોગતણું દુઃખ અનૂભવે છે. ૬.

તે ગૃહનું કરૂછુ વર્ણન સૂણ ભાઈ,
હું ઓળખાઊં પ્રિયને પ્રિય ગૂણ ગાઈ;
છે માળ ચાર ઘરને અતિશે ઉંચું છે,
છે બારિઓ સરસ કોતરણી કરીછે ૭.

ગૌ પુચ્છશા શું સહુ સ્તંભ કરેલ મોટા!
તેના પરે અધિક શોભિત માળ મોટા;

જોતાં જણાય ખુબિ સ્થંભતણી ઘણી ત્યાં,
બુટ્ટા અને વળિ શુશોભિત વેલથી જ્યાં. ૮.
તેના સમુ ન ઘર એક શહેર માંહી,
રે ! કારિગીરિ કરિછે વળિ જ્યાંહિ ચાહી;
ચીત્રામણો શુભ ભિંતે ચિતરેલ સારાં,
જેમાં દિસે નહિ જરી વળિ ત્યાં નઠારાં. ૯.

છે ગૃહ તેહ ચણ્યું માટિથિ ના જરાએ,
તે છે ચણેલું એકલે પથરે સુહાય ;
તે ગૃહમાં કઈક ચોરસિ આરસો છે,
જેમાં લિલી કિરમજી ચરિયો મુકીછે. ૧૦.

ત્યાં હાર જેવિ ફુલમાલ બધે મુકેલી,
જોતાં સુહાય પથરા મહિ કોતરેલી ;
ત્યાં છે ન આરસિતણો ખપ તો જરાય,
કાંકે સહૂ બદન આરસમાં જણાય. ૧૧.

કારીગરી કરિ દિધી કઈ ત્યાં સલાટે,
જે દેખતાં નહિ રહે કદિએ ઉચાટે;
મારી અને પ્રિયતણી પ્રિતિ ભારિ તેથી,
ર'તી વિયોગ થકિ ત્યાંજ ઉદાસિએથી. ૧૨.

તખ્તા અને તબકની કરિ હાર શોભે,
જે નિર્ખતાં કઈકનું મન છેક લોભે ;

કોરેલ સુંદર ત્યહાં કઇ પાણિઆરાં,
દેખે થતી સઘળિ હોંસજ નિર્ખિ સારાં. ૧૩.

સોના રૂપાનિ જણુસોપ્રતિ છે'ન ભીતી,
તો ત્યાં હશેજ ભિતિ એમ કહે ન નીતી;
જ્યાં રિદ્ધિસિદ્ધિ તણિ ખોટ જરી ન દીસે,
ત્યાં ખોટ શાંનિ કહિ દો બળશો ન રીસે. ૧૪.

છે ઓરડા અતિ ઘણા દિપતા અધીક,
રે'તાં મહી કહિ શકે ન કદીજ ભીતી;
જોઇતિ ચીજ,શણગારિ મુકી વિધીથી,
તેથી જણાય નહિ ભીતિ લગીર વીતી. ૧૫.

જ્યાં ખુર્શી કોચ દિપતા અતિશે પલંગ,
જેનાપરે વિવિધ જાત કરેલ રંગ;
જ્યાં પુસ્તકોતણિજ હાર કરેલિ દેખી,
છે એજ મંદિર સરસ્વતિનુંજ લેખી, ૧૬.

છે ચાર પાસ તખતા બુધ, શૂરના ત્યાં,
એકેકનાજ પ્રતિબિંબથિ શોભતા જ્યાં;
ભીંતે મહાન જનના ચિતરેલ ચિત્ર,
દેખાવ દેય અતિ ત્યાંહિ ઘણા વિચિત્ર. ૧૭.

સાટીન સારિ કિનખાબથિ છત્ત બાંધી,
રૂપેરિ કોર મુકિ કોર દિધેલિ સાંધી;

ચારે દિશે ફરતિ ઝૂલ અમૂલ રાખી,
શોભાવિયું ઘર રૂપાળુ ન ઊણ પાખી. ૧૮.

આવું રૂડિ ખુબિ તણું સુખછેક છાંડી,
રે'તી હશે પ્રિય મહારિ સુ કોમલાંગી;
દે સાક્ષિ મારૂં મન તેથિ કહુંછું આવું,
હું તો નહીં કહિ શકુ કહિયે ન આવું. ૧૯.

જો ભ્રાત ! મારિ સ્થિતિ કેવિ દિસેછે તૂંને,
તેવી હશેજ પ્રિય કેરિ સ્થિતિ તું જોને;
જે ગૃહમાં મુજ પ્રિયા જપ માલ સેવી,
સ્વામી તણું સ્મરણ જયાં કરતીજ એવી. ૨૦.

મેડી બતાવું હરશે અતિશે વિવેકે,
કોડામણા કથનથી કહુંછુ વિશેકે;
બેઠી હશે ભગવું વસ્ત્ર પહેરિ પોતે,
ને હસ્થ માલ ધરિને મુખડેથિ રોતે. ૨૧.

જે મ્લાન મૂખ હમણા દિસશે તને તે,
રે ! કોટિ ઇંદુ તણું તેજ પહેલું 'તું એ;
એનું શરીર હમણા સ્વપને જણાયું,
અસ્થી ત્વચા થકિ ભરેલું રૂધીર નાહું. ૨૨.

એ ગૃહ માંહી નહિ વસ્તુ મુકી રૂપાળી,
જયાં ધૂપ–આસન સુગોમુખિ જોતું ભાળી;

ન'વાનું પાણિ, ભગવાં ચિરછે પડેલાં,
પેલા સમાન નથિ હ્યાં જરિએજ લીલા. ૨૩.

તે બેઠિ આસન પરે પ્રિય નામ ગોખે,
જોછે ફરી નહિ જરા સખિયોથિ શોખે;
કો આવિ મશ્કરિ સખી કરતી અતીશે,
તોયે જવાબ નહિ દેતિ ચુકી નિમીશે. ૨૪.

માતાપિતા પ્રિયતણા પલમાંહી આવી,
લેતા સંભાળ અતિશે સુખમાં ન કોઈ;
પોતા તણું શિશુ દુઃખે ડુલતુ વિલોકી,
માબાપ કેમ નહિ લે મુખડેથિ બોકી. ૨૫.

માબાપનીજ પ્રિતિ આવિ વિલોકિ પ્રીયા,
ખૂશી થતી વળિ હશે ઘડીમાં દુઃખો આ;
એ સર્વ છોરૂંમહિ મોટિ તથાપિ છોટી,
વીના સિમાથિ નિત લાડ લડાવિ કોટી. ૨૬.

માતાપિતાનુ સનમાન ભુલી ન જાતી,
તે નાઇધોઇ પિતુ માત પુજી પનોતી;
સંતોષતીજ નહિ કોપતિ સોબતીને,
રાખી વદન્ન હસતું હસતી ન બી'ને. ૨૭.

સાહેલીઓ સુદગુણી કઈ પાસ આવી,
વીવીધ બોધયુત પુસ્તક રોજ વાંચી;

રાખે હમેશ મન સ્થીર તથાપિ પોતે,
હમ્મેશ દુઃખખી થઇને ફરતી તું જોશે. ૨૮

મેના મધૂર સ્વરથી ટઉકા કરે તો,
દેતી વિવેકિ ઠપકો ડરતી ન એ તો;
જેને નથીજ કંઈ વ્હાલું પૃથીવિ માંહી,
જેને જણાતું સુખ ના મુજવીણ ક્યાંહી. ૨૯

તે પ્રીય ને ગૃહ ગુણો કહિને બતાવ્યું,
હાવે કહીશ તુજને પ્રભુએ સૂજાવ્યું;
આવી પ્રિયા મળિ હશે કદિએ ન કોને,
એની પ્રિતી મુજપરે મુજની તું જોને, ૩૦

समाप्तोऽयं सप्तमः सर्गः ॥

## अष्टमः सर्गः ॥

માલિની वृत्तम् ।

'પુરવ જનમ માંહી હું હુંતો રે ! તપસ્વી,
અતિશય તપથી મેં નામ કાઢ્યું યશસ્વી;
વર તહિં મળિયોતો તેહને હું પ્રભાવે,
કહિ શકું છુંજ સર્વે વીણ ગર્વે સ્વભાવે. ૧

સઘળું નિરખિ કાઢ્યું જ્ઞાન દ્રષ્ટીથિ મારી,
કહિ ન કંઇ શકો તો ચાલશે જોયું ધારી;

પણ લઉકિક રૂઢી પ્રાળવા કાજ કે'શો,
અથથિ ઇતિ સુધીને વર્ણે નિશ્ચિંત રે'શો' ૨

'પ્રથમજ ખુશ કીધો મિત્ર મ્હારા યશસ્વી,
પુરવ જનમમાંહી હુંય હૂતો તપસ્વી;
અધિક પ્રિતિથિ સાધ્યો યોગ વીયોગથી મેં,
વચન પ્રિયશું આપ્યું પૂર્વ જન્મે ફરીને. ૩

'મળિશ-હળિશ તારી સાથ મેં સાક્ષિ દીધી,
ફરિથિ મળિશ' કૈને બોલિ તેણીથિ કીધી;
ફરિથિ જનમ લીધો પાળવા બોલ મારો,
વચનથિ ફરવાનો ધર્મશાસ્ત્રે ન ધારો' ૪

'કર્યું હુતું પણ એવું માહરા સાથિઓથી,
સ્થુલ વપુ મુકિ જેવે જાઉંછું હું હવેથી;
કીધું'તુ એમ સહૂને, તેઉ થોડાક વર્ષ,
કરગરિ કહિ લીધું હૂંથિ રે'વા સહર્ષ. ૫

ચુક કઇકિ પડંતા શાપને પામિયોછું,
મનુષ મટિ અલીમાં શ્રેષ્ટતા હું રળ્યોછું;
કઇક વરષ રૈ'ને બ્રહ્મતત્વે ભળીશ,
'સ્વલ્પ સમય કેડે ત્યાંહિ હુંયે મળીશ' ૬.

'પ્રિય તણિ છબિ ખૂબી વર્ણવી હું બતાવું,'
મનહર ગુણ તેના ચિત્ત તા'રે વસાવું;

નિરખિ મુજ કહ્યામાં જો તું જોઇશ ધારી,
સુલભ રિતિથિ મારી સારિ દેખીશ પ્યારી. ૭

શિર ઉપર સુહાતા વાળ વાસૂકિ રૂપે,
જુદિ જુદિ લટિઓમાં મોતિની હાર દીપે;
સરસ–રસ વડેથી એ ભરેલી દિસે છે,
મુજ મન કચ દેખી હર્ષમાં મગ્ન રે'છે ૮.

શિર ઉપર ઉગેલા વાળ વાસૂકિ જોઈ,
તિષય ભય પામી પેશિ પાતાલ રોઈ;
ગિરિ મહીં પોતે છેક ડુબી ગયોછે,
ર સહુ ગળાઈ જાતમાં દુબળોછે. ૯

સહુ ઉપમાથી છે ભરેલું સુહાતું,
ફલ કદિ કહું તો કાઠું તેથી વિમાસું;
મ યુત રસવાળી ચાતુરી કેરૂં સ્થાન,
મ હરખું હૈડે સર્વથી હું નિદાન. ૧૦

યનિ માથે તૈલ સૂગંધિ વાળાં,
રતીછે વાસ ને કેશ કાળા;
કરીને કેશનો પાશ બાંધી,
ણી શોભિતી ગુંથિ સાંધી. ૧૧

ની ચાતુરિ જોઇ લેતાં
હર્ષમાં ફુલિ રે'તાં;

ચતુર ફિતુરિ—તૂરી જેનિ યુક્તિ નહીંછે,
મગજ મહિંથિ આવી યુક્તિ તે મૂલ્યનીછે. ૧૨

શિતલ સ્વરૂપવાળો ચંદ્ર શું બીજ કેરો?
ગૃહ કરિ સુલલાટે બેશિયો મારિ ફેરો;
સહુથિ સરસ શોભે આદશું ચંદ્રબિંબ,
જળહળ પ્રતિબિંબ રશોભતું ના વિલંબ. ૧૩

નિરમિ દ્વય સુરેશે અક્ષિ હીરા સમાન,
ચકિત ચકિત કાંતી સર્વનું ખેંચ્યું ધ્યાન;
નયન હરિણિનાં કે વીજળીવત્ દિસેછે,
કલમથિ ન લખાતું ઊપમા કૈ દિસે છે.

અતિશય અણિયાળી અક્ષિમાં રેખ કા
ધનુષ રૂપ રૂપાળી દેખિ, લેતો હું તાળી
નયન કમલ દેખી નીરમાં વાસ કીધો,
હરિણશિ ચલ આંખે તેહનો ગર્વ વીંધ

ભ્રકુટિ કુટિ કમાનો જેવિ દેપે અપા
સ્મરશર તહિંઆંથી નીકળે ના શ
કદિ નિચ બુદ્ધિથી જો જુવે કોઇ
તુરત બળિ મરેછે એવિ જેની

શુકશુ સરસ શોભે નાક જે
વળિ જરિ આણિઆળું ને

કળિ ખીલિ શું ગુલાબી લાલિ જેની રસાળી,
નિરખ્યું પ્રભુ હશે શું પ્રેમિના સામું ભાળી. ૧૭

મુખ ખુબ મકલાતું હર્ષ માહીં હાલતું
મનહર મિઠિ વાણીવાળું વ્હાલી સુહાતું;
અધરપર જડી શું પંક્તિ માણેક કેરી,
વળિજારિ કરિ તેની ભૂકિ માંહીં શું વેરી? ૧૮

શશિમુખિતણું મોઢું તાંબુલે રાતું ચોળ,
મુજ મન અવલોકી મેલતું અન્ય ખોળ;
પ્રિયમુખ-શુકમાંથી લાલ થતાં અમુલ્ય,
કિમત કરિ ન જાતી મૂલતા દેઇ મુલ્ય ૧૯

હડપચિ વચમાંહી છુંદણું છે કરેલું,
હિરકણિ મણિ ભાળું સ્વેત વર્ણે ઠરેલું;
સહુ મુખતણિ મુદ્રાના કરૂં છું વખાણ,
મધુપ પરમ પ્યારા! જાણિ લે તું સુજાણ. ૨૦

કમલ કળિ ગુલાબી ગાલનો રંગ જો તું,
હસમુખું પ્રિય મોઢું કાંતિને શાંતિ કે'તું;
કંઈક જરિક લાંબું, ગાલ જેના વિશાલ,
મનહરણ કરેછે દેખતાં તે'નું ભાલ.

કમલ રહયું વિકાસી સૂર્યને કાજ જેવું,
મુખપર ખિલ ખીલ્યા મોતિશા લેખિ લેઊં;

ઝિણિ ઝિણિ કઇ હારો ખીલથીછે ભરાઈ,
નિરખિ હરખિ ઝીણી મોતિની માલધારી. ૨૨

પ્રિયતણું ગળું જોતાં અક્ષિ તેજે મિંચાય,
અગણિત રૂપ જ્યોતી કંઠ સ્થાને દિપાય;
કુમળું ગળું સુહાતું કોકિલો રાગ જેનો,
મનહરણ કરે છે કંઠ જોતાં સતીનો. ૨૩

પડતિ હસિ વિનોદે માલ મોતિની કંઠે,
શરિર ઉજળું તેથી માલ ત્યાં દીપિ ઊઠે,
પ્રથમથિ વિધિએ શું માલ કંઠે સૃજીછે ?
નહિ નહિ મતિ ચાલે માલશું હાલ જ્યાંછે? ૨૪

ભુજ ભુજગ દિસેછે હસ્ત અંબૂજ જાણ,
કરકમલ વિશેછે અંગુલીઓ પ્રમાણ ;
કમલદલ કહું શું કે કહું બાલ કેલ ?
વિધિ વિધિ થકિ જેને શોભિતાછે કરેલ. ૨૫

દ્વય કરકમલાગ્રે હાટકી પાટલી છે,
નરિ ઝિણિ રવિ મૂકી જેનિ ખૂબી ઘણીછે ;
વળિ કરપર શોભે કંકણો રમ્ય જેને,
કહું શું બહુ વખાણી ઊપમાઓ દઇને ? ૨૬
મણિકણિથિ જડેલિ વીંટિ અંગૂલી માંહી,
ચળકતિ અતિ તારા જેવિ દીઠી ન કયાહીં;

નવિન ફુટિ રહેલા પલ્લવો રૂપ હસ્તે,
પ્રિયકર-કર ઝાલે ખૂશિમાં મૂખ હસ્તે. ૨૭

ખુશિખુશિ થઈ જાતો પ્રેમમાં હું પ્રિડાતો,
પ્રિય મુકિ નહિં ચા'તો અન્ય કેરી હું વાતો;
કુમળિ પ્રિય લતામાં બે હુતાં હેમ અંબ,
સુરતિપતિ વિલોકિ રાખતો પૂર્ણ દંભ. ૨૮

સૂજિત દ્વય લતામાં અંબછે લંબ ઉચ્ચ,
નિરખિ શર સમીપે આવતો માંહિ કૂચ;
ચણિબદરિશિ દીંટી-છોટિ દેખાવ દેતી,
કઠિન મન હરંતી ચિત્તને ખેંચિ લેતી. ૨૯

પિન કઠિન ચુતોને દાબતી કાં-ચળી ને-
તસતસ થઇ રે'તી રીતિ તેની રહી એ;
રમણિય ફુલવેલી-અંબ, વાયૂ હલાવે,
તરત શર પ્રદીપે કાં-ચળીને નિહાળે. ૩૦

અતિશય પરશેવે પાણિ રેલા ઝરેછે,
કહું શું નદિ હું તે કે ગીરિ વચ્ચે વહેછે ?
નદિતણિ તટ સાથે પ્રેમિનો પ્રેમ રૂપ,
મનસિજ શું ચરેછે ચારને થાઈ ચૂપ ? ૩૧

સ્મર ઝટ નિકળીને ખેલવા ખેલ ખાસા,
ઉરપર ઉપસેલે મંદિરે માંહિ વાસા ;

રજનિ દિવસ રે'તો ખેલતો ખૂશિ થાતો,
હરનિશ ગુણિ વાતો તાનમાં તાણિ ગાતો.૩૨

કમલદલશું ઉપ્સ્યું પેટ પોચેણિ જેવું,
કુમળું અધિક પોચું જેનિ જોડી ન બીજું;
ઉદર અધિક મોટું સર્વ વાતે કરેલું,
કદ મહિં નહિં મોટું મોટિ વાતે ભરેલું. ૩૩

ઉદર નહિં લજાતું જેનું નિત્યે ગજાતું,
ગુણ ગણિત ગણાતું કિર્તિમાં રે' સજાતું;
રતન તન નિપાતું ખ્યાતિમાં થાતું માતું,
મૃદુ રસમય વાણીથી થતું નિત્ય તાતૂં. ૩૪

સમાપ્તોઽયં અષ્ટમઃ સર્ગઃ ॥

## અથ નવમઃ સર્ગઃ ॥

માલિનીવૃત્તમ્ ।

જરિતણું ચિર પે'ર્યું ઝીણું શોભીત વર્ણ,
કટિપટિ લપટાઈ જેથિ દીસે ન ચર્ણ;
ઝળકિ ઉઠતિ સાડી લાડિ વર્ણ પ્રદિપ્ત,
દુરથિ દિસતિ રામા ફાનસે જેમ દીપ. ૧

કમરપર કસીછે શેર સૂવર્ણ કેરી,
ઝિણિઝિણિ ફુલવેલી કોતરી માંહિ કેરી;

રતનજડિત રાજે શેર તે શેર સોને,
સિંહકટિશિ દિસેછે કે'ડ કોડામણીને. ૨

મનહર ગુણવાળું સ્થાન સોનાનું સારૂં,
ગહન મતિ વતીથી ઇશ્વરે નિર્મ્યું વારૂં;
હૃદય શિતલ કર્ત્તા સ્થાન ને આસપાસ,
મદન વન ખિલ્યુંછે કેસરી વેલિ વાસ. ૩

અધિક મદ ભરેલા મેઘની શી ગતીછે,
ગરજિ મરજિથી તે જાયછે ના મતીછે;
સુરત-રત રસાળી જાળવીને સુપાત્રે,
રસ રસિત થઇને થાય શીથીલ ગાત્રે, ૪

રમણ અધિક તેનું ગર્જનાએ ભરેલું
શમન શ્રમ વિનાનું શાંતિએ જે ઠરેલું;
અતિશય ગરજીને મેઘ રૂપે વહ્યો શું,
અતિશય શ્રમની આ ગંધ–સૂગંધછે શુ ? ૫

ગરજિ ઘન પડંતા ભૂમિ સૂવાસ આપે,
ત્યમ અહિં જ વહેતી વાસ કસ્તૂરિ છાપે;
દઈ ન શકું હું આને ઊપમા કોઈ માપે,
અનુભવથિ કહુંછું પ્રેયસીને પ્રતાપે. ૬

ઘટ સમ ઉપસેલું બિંબ નીતંબ કેરૂં,
મનહરણ કરેછે જ્ઞાન મા'રૂં અવેરૂં;

નવનિતશું સુંવાળું તંબુરા જેવું બિંબ,
ચરણ રણ ઉભેલા સ્થંભ છે રમ્ય લંબ. ૭

લલિત નવિ લતાશી કાય સુકાયલીછે,
હરિણિનયન જેવાં નેત્રબિંબો પ્રદીપે;
ભ્રકુટિ ત્રુટિશિ વાંકી રમ્ય નીતંબા હારે !
ચપલ ગતિનિ ચાલે શું થયાં એહ ભારે ? ૮

હલુ ગતિથકિ હીંડે ગોળ નીતંબ હાલે,
નિરખિ મન પતીનું તેની પુંઠે જ ચાલે;
કરિશું કનક કુલ્લી સ્નેહને સીંચવાને,
સ્મર સ્મરણ થતાંનો દાહ હોલાવવાને. ૯

મુખમલતણિ કૂંળી ગાદિને કાજ ચાહી.
મદન સદન નીચે નિર્મ્યું નીતંબ આંહી;
સમય કદિ મળે તો નાદનો વાદ ત્યાંછે,
મુરખ વળી અનાડીને કદી જ્ઞાન ના છે. ૧૦

કદલિ ગરભ જેવું ઊરૂં શું ઉર્વસીછે?
નહિ નહિ પ્રિય મા'રી—પ્રેમિની પ્રેયસીછે;
ઘુંટણપર રહેલાં ઢાંકણાં જોઇ લેતાં,
પડતિ અધિક ભ્રાંતી ઢાલ આવી અહીં કયાં?૧૧

મૃગમદહરણીના પાય દીપાય કલ્લે,
મુરખ મુઢજનોને પૂજતી પાય ટ્લ્લે;

ચરણ અતિ સુહાતા ઝાંઝરે સાંકળાંએ,
રૂમઝુમ રવ જેનો નાદ સારંગિ જાણે. ૧૨

પુરણ પુરણિમાના ચંદ્રશી હર્ખિ હાલે,
કટિ તટ વળિ વાળે હંસિની ચાલ ચાલે;
સુગુણિ સહુ મરાલે, સંપથી એક કાલે,
દુખથિ દિવસ ગાળે, પૂર છોડી તળાવે. ૧૩

પગનિ મગનિ જાણે અંગુલીઓ ઘડીછે,
નહિં નહિં મગની એ રત્નની ડાંડિયોછે;
નિલનિરજશિનેત્રીએ વિચાર્યું વસાશે,
પહેરિ અંગુઠિયો કે જોડવાં જોડ ઘાસે. ૧૪

કમલદલવતાંગીનીશિ ચાતુરિ સારી,
અદભુત યુકતીના કૃત્યને જોઉં ધારી;
પુરણ પ્રવિણ તેના પ્રેમનો પ્રેમપાસે,
કયમ નહિ જ વિમાસે પ્યારિને દૂર વાસે. ૧૫

હિંડતિ સુગુણિ જ્યારે જાળવી પાય મૂકે,
દુખદ કુબિજ–કાંટા ના નડે નીજ ચૂકે;
કરતિ નજર ઉંચી ના જરા નીચિ રાખી,
પરથિ પલ કદી એ બોલતી ના હું પાખી. ૧૬

મુકતિ પગ ભુમીમાં કુંકુમે રે' છવાઇ,
શરિર સહુ ગયુંછે દુઃખમાંથી તવાઈ;

સુવન સરસ પાની શીમળાશી જણાતી,
મુજ મતિજ તણાતી આધિવ્યાધી હણાતી ૧૭

પગ મહિં સુઘરેણાં રમ્ય જેણે પહેર્યાં,
જુદિ જુદિ બહુ જાતી ફુલડાંથી ઘણેરાં;
પગરૂપિ સરમાહીં શું સૃજ્યાં પંકજોને,
ભરિત લિલિ લતાઓ કે શું શેવાળ જોને. ૧૮

વિવિધ વરણથી જે ગુંથિ ઊને સપાટો,
ધરતિ પગ વિશે તે વાગશે જાણિ કાંટો;
ઉપર અધિક તેમાં ફૂલવેલી ભરીછે,
મનહર વળિ જેમાં યુકિતઓને કરીછે. ૧૯

પૃથિવિપર પડેછે છાંયડો હીંડતાં જે,
સ્મરણ વરણ કેરૂં દાખતો પૂર્ણ પોતે;
રજ ન ઉડતિ જેને ચાલવે નાલવેછે,
ચતુર ચિતથિ ચેતી મીઠિ વાણી વદેછે. ૨૦

પ્રથમ પગ બિહીતી મૂકિ બીજો મુકેછે,
રમણિય ગતિમાં એ હીંડતી કૈં ઠરેછે;
અથથિઇતિ સુધીમાં વર્ણિને ઓળખાવી,
પ્રિય કઈ સ્થિતિમાં છે હાલ તે લે તપાસી. ૨૧

મુજ વરણ્યું નહીંછે હાલની સ્થિતિમાંનું
સુખનિ સ્થિતિ હુતીનું વર્ણ્યુંછે મેં કમાળું;

પુરવ જનમને તું યોગિછે યોગ જોઇ,
પરખિ પ્રિયનિ પાસે રે! જજે લાગ જોઈ. ૨૨

મુજ સ્થિતિનિ કહુ શું વાત વિસ્તારથી હું,
પરખિ નિરખિ લે તું શું કહૂ રે! બીજું હું?
દુખિત મુજ સ્થિતીને વર્ણતાં કંપ આવે,
પણ મધુપ! કહેજે જેહ ત્યાં સારૂં લાગે. ૨૩

મધુપ! દિધું બતાવી ઓળખી લે વિચારી,
સ્મરણ થકિ કહેલું કેહજે ના વિસારી;
કહિ ખબર પ્રિયાની લાવજે તું સુખાળી,
તું ગતિ સુભ પ્રસારી મૂકજે ના તું ખાળી. ૨

સમાપ્તોઽયં નવમઃ સર્ગઃ ॥

## અથ દશમઃ સર્ગઃ ॥

### शालिनिवृत्तम् ।

શેઠે દીધા કે'ણને કેહવાને,-
જાયે નાઠો જેહ કો' વીણ સાને,
મૂઠી વાળી નાસતો ભીરૂ જેમ,
જાયે નાઠો કર્ણ ડંખીજ તેમ. ૧

વાયૂવેગે વેગ જેનો રહેલો,
જોતાં જોતાં વર્ણઅદ્રષ્ય જેનો;

મૂર્છા આવી મિત્રને ત્યાં વિયોગે,
ઘેરાયેલો ખેદરૂપી કુરોગે. ૨

વસંતતિલકા વૃત્તમ્।

શોકાગ્નીથી બળિજતો ઉઠિ ત્ત્યાંથિ ચાલ્યો,
થોડેક દૂર જઇને ઠરતો ન હાલ્યો;
જોતો કંઈ લલિત લીલિ લતા વિંટાઈ,
આંબાનિ સાથ થઇ સજ્જડ જે ભરાઈ. ૩

વીચારતો મન વિશે દિન કયાંથિ મારો,
કે હું વિંટાઉ પ્રિયથી પ્રિતિથી અધીરો;
વાયૂ વડે ઝુલતિ સજ્જડ થાતિ વેલી,
જોઈ અધીર બનિને સહુ ધીર ખોઈ. ૪

દોડી ત્વરાથિ જઈ પાસ ધરેછે કાન,
શું વાત છાનિ થતિ તે સુણવા નિદાન;
ભૂઠો પડે સ્મૃતિ થતે પસતાય પૂરો,
'ગાંડો થઈ શું ભમુંછું અહિંસા અસૂરો ?' ૫

પાછો હઠી ફરિ લટી પડતો લતાથી,
વ્યાપેલ વન્હિ શમતો નહિં રે ! કશાથી;
અગ્ની મહીં ઘૃતનું હોમ થતે શું થાય,
એવું થતું તન વિશે વિષથી ભરાય. ૬

જોતો ઘડિકમહિં આરશિ આ રસીછે,
ધોતો ઉડેલિ રજને હિંડતાં પડી તે;
લો'તો રૂમાલથકિને પછિ પાછું જોતે,
રોતો છુપીથિ મુખ ઢાંકિ, ફરીથિ ધોતો. ૭

શિખરણી વૃતમ્.

ધરી ધ્યાને બેઠો પ્રિયનિ સ્થિતિનો શોધ કરવા,
દૃઢાસન્ને બેશી નિરખ્યું નયને પ્રેમ કસવા;
વિચારે વીંટાઈ સતિ શિરમણી સ્વામિ સ્મરવા,
ધર્યું તેણે ત્યાંછે પતિનિ પ્રતિમા ધ્યાન ધરવા. ૮
પતી પત્નીની ત્યાં લહરિ મનની એક થઈ ગૈ,
અખંડાનંદે જ્યાં મનનિ અસરો મંદ નહિં થૈ;
ઠરી સ્થાને ચોંટી કદિ ન ઉખડે એમ પ્રસરી,
મળી ચાલી પાછી વચન દઇને સ્થાન વિસરી. ૯
ભળી સ્થુલે પોતે પ્રિય મળિ હળિ એક વખતે,
વિચારે ગુંથાયાં સ્થુલથિ મળશું કોણ સમયે;
થયો છૂટો પોતે સ્વલપ સમયે આસન વડે,
કર્યા ફેરાહેરા સરનિ સમિપે મ્લાન મુખડે. ૧૦

ઉપજાતિ.

વાડી વિષે લાડિ ન વીસરેછે,
આભો બનીને ફરતો ફરેછે;

કોઇ સ્થલોમાં લવતો ફરેછે.
કોઈ સ્થલોમાં ઉંઘતો દિસેછે. ૧૧

ફરીથિ મૂર્છા જરિ ત્યાં વળેછે,
પડી પરાણે નયનો ફરેછે;
નિશા ચડયાશો દુખિયો મરેછે,
આંખ્યો મિંચેલી મટકે ચડેછે. ૧૨

શાલિની વૃત્તમ્.

મીંચી આંખો ને ઉઘાડી કરીકે,
આવ્યો વેગે મિત્ર હસ્તે સુમૂખે ;
કે'વા માંડી વાત વિસ્તાર યુક્ત,
કીધો મૂંને દુઃખથી સ્હેજ મુક્ત. ૧૩

પ્યારા ભાઇ ! સાંભળો વાત મારી,
ખૂશી થાઓ દુષ્ટ સંકલ્પ મારી ;
દુઃખો આજે નાશ પામ્યાં તમારાં,
મારા જાણું મિત્રથી ભાગ્ય સારાં. ૧૪

રાખો શુદ્ધી ને વળી બુદ્ધિ સ્થાને,
સૂણો મા'રી વાતને એક ધ્યાને;
ડોલોછો કાં ઘેન શાનું ચડયુંછે ?
કે શું મૂર્છામાં વપૂ આ પડયુંછે ? ૧૫

નાના ભાઇ ! છે ન મુર્છા જરીએ,
એ તો ઉંઘ્યો હું હુતો હ્યાં જરીએ;
ઘેરાઇ 'તી આંખ ઉંઘેજ મા'રી,
કે'વામાંડો ભાઇ એ દુઃખ હારી ! ૧૬

જે જે શોભા વર્ણિ 'તી નગ્ર કાજે,
તે તે નિર્ખિ નેત્રથી મેં જ આજે;
પામ્યો હર્ષ દુઃખિછું આપ દુઃખે,
થાઓ થોડા સૂખિયા વાત સૂખે. ૧૭

એધાનીથી પૂરને નિર્ખિ પ્રીતે,
ધીમે ધીમે ચાલતો નગ્ર જોતે;
એધાનીથી ગૃહને લીધું જાણી,
પ્રીતે છોડ્યો છંદ મેં એક તાણી. ૧૮

બેઠી બાઈ બારિયે રૂપ રમ્ય,
જેને જોતાં સ્તબ્ધ થૈ ને અગમ્ય;
ઊભો ભૂલી ભાનને સાનથી જ્યાં,
થોડીવારે બોલતો હું ઉભો ત્યાં. ૧૯

દોડી દાશી બોલિ પાસેજ આવી,
'કાં ઉભાછો સ્થબ્દતા માંહિ આંહીં ?
ક્યાંથી આવ્યા ક્યાં જવું છે અહીંથી,
કોને કાજે વૃત બોલો વિધીથી. ૨૦

એવું પુછે બાઇ મારાં તમોથી,
કો'ને સર્વે વીણુ વારે હમોથી;'
'જાઓ પૂછો પાસ આવું તમારી,
કે' તો આવી છંદ બોલું વિચારી.' ૨૧

દોડી દાશી બાઇ પાસે જઇને,
'ચાલો આવો બોલિ પાછીફરીને;'
'ચાલો આવું' મેં કહયું, પાસ આવ્યો,
તેણે મૂને અક્ષતે ત્યાં વધાવ્યો. ૨૨

કીધું હુંને સાથ આવો મહારી,
જ્યાં બેશીને વાત સૂણું તમારી;
પૂંઠે ચાલ્યો મંદિરે પ્રિતિ લાવી,
ત્યાં બેશીને વૃંત્ત બોલ્યો વિચારી. ૨૩

કેવું હૂતું વૃત્ત એ તુર્ત્ત બોલી,
ભાઈ! દોને શાંતિને ભ્રાંતિ ખોલી;
કેવું હૂતું વૃત્તમાંહી રહસ્ય,
નાણી જોવા દો મને રે! પ્રતક્ષ. ૨૪

"યમુના તટપર કૃષ્ણ બિરાજે,
"નર તે વટપર કૃષ્ણ બિરાજે;
"જલદી નિકડ કૃપા કરિ આવે,
"જમના વિકટ પથેથિ સિધાવે". ૨૫

એ બોલેલું વૃત યુક્તિનું જાણી,
હર્ખાઇને મનથી એ પ્રણામી;
સાથે તેડી દાસિને પુંઠે ચાલ્યો,
આવી ઉભો જ્યાંહિ જોતાં ન હાલ્યો.૨૬

વસન્તતિलक वृत्तम् ।

એ સાંભળી અંગુલિને અધરગ્ર રાખી,
વીચારમાં ગરક થૈ વળિ ગર્વ પાખી;
એ વૃત્તમાં હતું રહસ્ય વિશેષ અર્થ,
જેનો ન અર્થ સમજાય વિના સમર્થ. ૨૭

આવ્યા કયહાંથિ વળિ જાઉં કયહાંઈ તેનું,
મૂકી દિધું પુછવું તુર્ત–વિશેષ કે'વું;
કીધો વિચાર ઘડિ એક સુવૃત્ત માટે,
લાગ્યો હશે અધિક થાક મધૂપ ! વાટે. ૨૮

એવું વદી નહિ મદી થઈને બિચારી,
વિચારમાં ગરક ત્યાં બનિ તે વિચારી;
પાછો વિચાર કરવા મશ ઉંચું જોઈ,
બેશી રહી જ બનિ સ્તબ્દ ન શબ્દ બોલી.૨૯

વિચારમાં વદિ ન શબ્દ તહેથિ બેઠો,
હું એ વિચાર કરવા હલકેથિ હેઠો;

એવે કર્યો હુકમ દાશિશું ઊઠિ જાઓ,
આતિથ્ય સારૂં કરવા કહિ માંહિ આવો. ૩૦

વીના વિલંબ પ્રતિબિંબિત મૂખવાળી,
દાશી ઉઠી તુરત ને કહિ પાછિ આવી;
એક ક્ષણે થઈ રસોઇ સુસોઇથી જ્યાં,
લીધો મધૂર રસ મેં મુખથી ચુસી ત્યાં. ૩૧

તાજો થયો હું તહિયાં રસને પ્રતાપે,
તોએ ન ઉઠિ કમલાક્ષિ વળી'તિ વાતે;
અત્યાગ્રહે ઉઠિ પછીથિ શરીર સુદ્ધી,
નાહી ઉંના નિર વડે કરિ, રૂડિ બુદ્ધિ. ૩૨

એ નાહિ ધોઇ સ્થિર વૃત્તિ વિશે બિરાજી,
ને માનશીક ધરિ ધ્યાન થતી'તિ રાજી;
થાતી ઘડીક મહિ તે દિલગીરિ યુક્ત,
તોયે ન તે દિસતિ ધ્યાનથિ સ્વલ્પ મુક્ત. ૩૩

એવે ઉઠિ વિજળિ વેગથિ ત્યાંથિ પોતે,
ને પુસ્તકાલય વિષે ગઈ મૂખ રોતે;
નીમીશમાત્ર મહિ આવિ સુનમ્ર ભાવે,
મારા પ્રણામ કહિ પત્ર દિયોજિ ભાવે. ૩૪

વાતે વળ્યો ભુલિ ગયો નહિ પત્ર દીધો,
આ પત્ર મિત્ર ! વદતાં કરમાંથી લીધો;

એ વાંચતાં મનવિષે મુખ મ્લાન થાતું,
થાતું પ્રફુલ્લિત પલે હરશે ભરાતું. ૩૫

આજ્ઞા લઈ કરિ પ્રણામ મધૂપ બોલ્યો,
સેવા કરી બનિ જ હું થકિ ક્યાંહિ ભૂલ્યો;
દેજો ક્ષમા સરવ કાર્ય વિષે જ મૂને,
જાઉં છું હું કહિ ઉઠ્યો સ્મરિને હરીને. ૩૬

समाप्तोयं दशमः सर्गः ॥

## एकादशः सर्गः ॥

શાર્દુલવિક્રીડિત વૃત્તમ્.

લીધો પત્ર પવિત્ર અત્ર કરમાં જોવા કરી ધારણા,
ફોડ્યા પૂર્વ અપૂર્વ નમ્ર લટકે ધારી રૂડી કામના;
વાંચીને અભિધાન પત્રપરનું નીધાનછે કામ ના,
દીઠી મ્હોર કરેલિ પછવાડે કે રહી ફામ ના. ૧

તેજસ્વી સહુ અક્ષરો નિરખિને આભો બન્યોછું ખરે,
આવીને કરિ ચંદ્રિકા શું અહિંયાં કે મોતિ દાણા ખરે;
દુઃખે ગ્રસ્ત થયેલ ભગવાન્ પ્રલ્હાદના દુઃખને,
ફાડી સ્થંભ પ્રકાશિયા ઝટ હણ્યું એવા પ્રકાશ્યા કરે. ૨

ઉપજાતિ વૃત્ત.

"પ્હેલાં કરે કો પ્રભુને પ્રણામ.
શકતી પ્રતી કો કરતા પ્રણામ;

આ પૃથ્વિમાં ઇશ્વરની સમાન,—
માની તમોને પ્રથમે પ્રણામ. ૩

શિખરિણી વૃત્ત.

પ્રિય સ્વામી સાચા સદન મણિ ! વાચા સ્મરણમાં,
ન ચાલે આ ચાલે કલમ નહિ હાલે ઇલિમમાં;
ભણીને હું ભૂલી પ્રિયતમ ! તમારા વિણ સહૂ,
પઢીને સંસારે નહિ સુખ મળ્યું હુંનિ ગમનું. ૪

ભણી જ્યોતીઃશાસ્ત્ર કયમ હું કળિ આ દુઃખ કિયમાં?
વિચારીને જોયું ગણિત રમણિક કેશવિ સિમા;
હતું ભારે વર્ષ દુઃખકર વધારે પણ હતું,
દિસ્યું એમાં એવું પ્રિય ! પણ હવેથી સહુ ગયું. ૫

થયું પૂરૂં વર્ષ હરષ વધજો દુઃખ ટળજો,
સહૂ સત્કાર્યોમાં સુમતિ વધિને ભ્રાંતિ બળજો;
વિના વારે આવી ચરણ રજને શીર લઈને,
બજાઊં ધર્મોને પરમ પ્રિતિની સાક્ષિ દઇને. ૬.

ઘણાં વેઠ્યાં દુઃખો મુજ વિણ તમોએ દૃઢ બની,
બની તે તો કોદી નહિ બનિ થવાની જરિ નથી;
હવે શું પસ્તાઈ દુઃખ ટળિ ગયું પાછું કરવા,
પડ્યાં મૂને દુઃખો જણાવિ જિવ બાળું દુઃખ થવા. ૭.

उपजाति वृत्त.

ન બેશિને આપનિ સાથ ખેલી,
બાજી રૂડી ગમ્મતમાં ભરેલી;
રાત્રિ વિષે હર્મ્ય તલે બિરાજી,
લ્હાવા ન લીધા થઈ રોજ રાજી. ૮.

કસ્તુરિ ને ચંદન ચર્ચિ દીલે,
કીધું ન આલિંગનને પ્રિતીયે;
ભણ્યા સુવાત્સ્યાયન સૂત્ર સર્વે,
નાણ્યું ન મેં સૂખ જુવાનિ ગર્વે. ૯.

ચાવ્યાં બિડાં પાન નથી કદીએ,
સેત્રંજને લ્હેરથિ ના રમી રે!
પરસ્પરે કીધિ ન વાત કોદી,
વિનોદની બોધનિ મેંય શોધી. ૧૦.

કીધી ન કૈં યોગ રહસ્ય વાર્ત્તા,
અખંડ આનંદ અખૂટ કર્ત્તા;
સર્વેથિ આ ઉત્તમ દેહ આવી,
પ્રભુ પ્રતો પ્રીતિ જરા બતાવી. ૧૧.

વિવાદ કાવ્યાદિકનો કરીને,
વિનોદને મોદથિ મેં ડરીને;
આપ્યો હશે કે નહિ તે હું જાણું,
ગળી હશે કાય સુકાયિ માનું. ૧૨.

થૈ એક વૃત્તિ હુતિ સ્હેજ વેળા,
નિર્ખ્યું ’તું મેં સ્થુલ પિડીત વેળા;
સમર્થ શું હું નથિ સૂખ દેવા,
કે આપછો શું નથિ તેહ લેવા. ૧૩.

સમર્થ છોજી પણછું હું જોડે,
છોડો કદી પ્રેયસિ કેમ છોડે;
મેં પુજ્યા માન્યા પ્રભુની પ્રભાથી,
પડે શું ઝાંખી કહિયે કશાથી ? ૧૪

લાંબો લખી પત્ર ન કાલ ગાવું,
ટૂંકાવિને મેં લખિયું દયાળું;
વાંચી ન રોશો સહેજે ભરાશો,
ઓ આવિ હું એમ હવે તકાસો. ૧૫.

છેલ્લે કરૂં છું ફરિથી પ્રણામ,
વિશેષ શું હું વિનવું અજાણ;
શાંતિ વિષે આપ હવે બિરાજો,
મેં શ્લોકનો અર્થ સમર્થ જાણ્યો. ૧૬.

આ દાસિનો જીવ તમારિ પાસે,
ને ખોળિયું આંહિં પડ્યું વિમાસે;
ત્વરા કરીને જલદીથિ આવું,
સહુ પડ્યાં સંકટને વિદારૂં.” ૧૭.

इतिएकादशः सर्गः

## द्वादशः सर्गः ॥

### उपजाति वृत्त.

ખાધું ન ખાધું કરિ જેહ ઊઠી,
વૃત્તિ હવે આંહિથિ જેનિ છૂટી;
પર્વારવા કાજ વહેલિ આવી,
સરસ્વતી મંદિર માંહિ ચાલી. ૧.

રસીક માસીક સુકાવ્યમાલા,
બિજા લિધાં પુસ્તક જેહ વ્હાલાં;
લીધું રૂડું કાવ્યપ્રકાશ સાથે,
અને વળી માઘનું કાવ્ય હાથે. ૨.

વાચસ્પતી કોશ બૃહત્ લઇને,
ખગોલ ભૂગોલ લિધાં ચહીને;
કથાસરિત્સાગર સાથ રાખ્યું,
અપૂર્વ પ્રેમે સહુ સુખ તાક્યું. ૩.

બાંધ્યાં પછી પુસ્તક સર્વ પ્હેલાં,
પછી લિધાં સાજ હતાં ભરેલા;
એકેક સાડી હતિ મુલ્યવાળી,
ચોળી જુઓ ચંદ્રનું બિંબ ભાળી. ૪.

લિધાં ઘરેણાં મણિમોતિ માલ,
જેની ધિમી હંસ સમાણિ ચાલ;

લીધું રૂડું કેશવિ શાસ્ત્ર સંગે,
ઉમંગ જેને નહિ માય અંગે. ૫.

કો ગર્ભિણી પુત્ર જણી સહર્ષે,
લે પુત્રને જેમ પિતા પ્રકર્ષે;
આનંદ તેને મન જેમ થાય ,
આનંદ તેવો પ્રિયનેછે આજ. ૬.

સરસ્વતી મંડનને જિતીને,
અદ્વૈતને સ્થાપિ મુક્યું ઠરીને;
વારૂ હઠયુ દ્વૈત તહિંથી જેવું,
ત્યાંથી હઠયુ દુઃખ પ્રિયાનું તેવું. ૭

થૈ સજ્જ પોતે ગઈ માત પાસે,
આજ્ઞા વિષે જે સ્મિત મૂખ હાસે;
સુબોધની શીખ દિધી રૂપાળી,
જે શીખની કિમ્મત મે ન ભાળી. ૮

ત્યાંથી ઉઠી તે કરિને પ્રણામ,
ગઈ પિતા પાસ થઈ નિધાન;
પગે પડીને તહિયાં રડીને,
હર્ષાશ્રુ-ખેદાશ્રુ લિધાં લુહીને. ૯.

પોતે દિધી ત્યાંહિ અમૂલ્ય શીખ,
જે સાંભળી શાંતિથિ બોલિ 'ઠીક';

સાહેલિયોયે કહ્યું યોગ્ય લાગ્યું,
સખી સિધાવે ઘણું માઠું લાગ્યું. ૧૦.

હમેશ પાસે રહિ શીખ દેતી,
વિવેકની વાત ધિરેથી કહેતી;
ન વ્યગ્ર ચિત્તે કદિ કાંઈ બોલી,
જેને જવે શોકથિ સર્વ થોભી. ૧૧.

માતા પિતાની મુખ કાંતિ ઊડી,
શોકાર્ણવે સાનનુ જ્ઞાન ભૂલી;
રાહુ પિડાથી જયમ સૂર્ય થાય,
તેવા મુખે માત પિતા જણાય. ૧૨.

ભણ્યા ગણ્યાં માત પિતા વિયોગે,
વાળે પ્રયત્ને મનની જ તોયે,
ખાળ્યો ન રહેતો જરિ શોક થોક;
સગાં સબંધી-સખિ સર્વ લોક. ૧૩.

મેના વિશે કોમલ ગાત્ર વાળી,
થૈ સ્વસ્થ બેઠી લિધું સર્વ ભાળી;
આવ્યું ત્યહાં કસ્યપ વાકય યાદ,
તે બોલતાં સર્વ થયાં વિદાય. ૧૪.

જે રાંકથિ રત્ન ઝુંટાવિ લે કો,
તેને થતું તેથિજ શું વિલોકો,

ઝુંટાયું આ રત્ન પતી પ્રિતીયે,
હમેશને કાજ થયાં દુખી એ. ૧૫.

સાથે હતા સ્વાર સિપાઈ પાળા,
સર્વે હતા શસ્ત્રથિ, વસ્ત્ર કાળા,
મેનો ઉપાડી લઇ ભોઈ ચાલ્યા,
બિજા જણાયે ભરિયા ઉચાળા. ૧૬.

ગુલાબિ સાડી મુખડું ગુલાબી,
એકત્ર થૈ જાય શું જોઉ ન્યાળી?
ન સૂઝતું તેજનું પુંજ જોઇ,
અંજાઈ જાતાં સુધ કોઇ ખોઈ. ૧૭.

જ્યોતી સ્વરૂપે દિસતી રૂપાળી,
ચંડી ગણી કૈ નમતા નિહાળી;
જે આદ્ય શક્તિ રૂપિ મુર્તિ કા'વી
જેની રૂડી કીર્ત્તિ મહી ગજાવી. ૧૮.

બે આગળે પાછળ બે સવારો,
નાગી અસીને કરિ જેહ વારો;
ચાલે ત્વરાથી સહુએ સવારો,
શક્તિ મહાકાલિનિ સ્વારિ ધારો. ૧૯.

રહ્યું હવે ગ્રામ ગઊક છેટું,
ધર્યું પ્રિયાયે શુભ ધ્યાન મોટું;

દેખ્યો પતીને ફરવા સિધાવ્યો,
મુકી દઈ ધ્યાન કહ્યું ઉભા રો'. ૨૦.
પતીતણું સ્મર્ણ કરી પ્રિતીથી,
હેઠે પછી ઊતરિ તે વિધીથી;
આવ્યું અચિંત્યું પતિ રૂપ જોઇ,
હરષાશ્રુથી ભેટિ પડ્યાં જ રોઇ. ૨૧.
સીતાજિને રાવણ લેઈ ચાલ્યો,
લંકા જઇ મ્હેલ મહાન આલ્યો;
એ શોક તો રામ દીઠે જ નાઠો,
એવી રિતે શોક અહીંથિ નાઠો. ૨૨.
આનંદના પૂર વિષે જઇને,
પ્રીતે કંઈ કાલ વિતાવિ લૈને;
સંસાર નિઃસાર પછી ગણીને,
ભજ્યા ભલા બ્રહ્મથિ મુક્ત થૈને. ૨૩.

समाप्तोऽयं द्वादशः सर्गः ॥

इश्वरप्रति स्तुति.

ઓ ઈશ્વરા દુખહરા સુખકારિ નામ,
આ કાવ્ય ગ્રંથ ગુંથિને કરૂંછું પ્રણામ;
વીયોગ આપ નહિ પ્રેયસિથી કદીયે.
માગું પ્રભુ ! પ્રિતિથિ પાસ તમારિ હુંએ. ૧.

समाप्त.

# શુધ્ધિપત્ર.

| ટાંપ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨ | ૨ | પ્રભ તે તો | પ્રભાતે તો |
| ૪ | ૧ | કે'તા | કે'તાં |
| ૭ | ૨ | સંભારંતા | સૅંભારતાં |
| ૧૨ | ૧ | વિનતી | વિનતિ |
| ૧૨ | ૨ | ધણીતણિ ધણિ | ધણિતણિ ધણા |
| ૧૩ | ૪ | દિનન્તે | દિનાન્તે |
| ૧૫ | ૪ | રૂડિ | રૂડી |
| ૧૮ | ૧ | મુરખ | મૂર્ખ |
| ૨૩ | ૩ | પ્રીતી | પ્રીતિ |
| ૨૩ | ૪ | મ્હાકાલી | મ્હાકાલિ |
| ૨૫ | ૩ | વળિ | વળી |
| ૨૫ | ૪ | જાણીને | જાણિને |
| ૨૬ | ૧ | દાખીયો | દાખિયો |

## સર્ગ બીજો.

| | | | |
|---|---|---|---|
| ૧ | ૧ | પ્રીયાની | પ્રિયાની |
| ૫ | ૪ | સુશુપ્તા | સુશુપ્તિ |
| ૭ | ૧ | વિના | વીના |
| ૧૮ | ૧ | સ્હેજ સે'જ | સ્હેજ |
| ૧૮ | ૪ | રે'વો | રે'વૉ |

## સર્ગ ત્રીજો.

| | | | |
|---|---|---|---|
| ૫ | ૪ | મદનધ્વજ | મદનાંકુર |
| ૯ | ૩ | જતી | જતિ |
| ૯ | ૪ | કેમે | કેમૅ |
| ૧૭ | ૧ | જેમ | જૅમ |
| ૧૮ | ૧ | વૃતિ | વૃત્તિ |
| ૨૧ | ૩ | ફૂટે | ફૂટૅ |
| ૨૧ | ૪ | કદિ | કદી |

## સર્ગ ચોથો.

| | | | |
|---|---|---|---|
| ૧ | ૨ | ઉધાને | ઉદ્યાને |
| ૨ | ૨ | પકજ | પંકજ |
| ૪ | ૪ | જાઊ | જાઉં |
| ૭ | ૩ | ઊપાય | ઉપાય |
| ૯ | ૪ | ઊભા | ઉભા |
| ૧૪ | ૪ | મહરિ | માહરિ |
| ૧૪ | ૨ | મલ્યો | મળ્યો |
| ૧૮ | ૨ | કેહેતો | કેહેતો |
| ૧૯ | ૨ | ફૂ | ફૂં |
| ૧૯ | ૩ | વીનતી | વીનતિ |
| ૨૦ | ૩ | કૃત્યને | કૃત્યેને |

## સર્ગ પાંચમો.

| | | | |
|---|---|---|---|
| ૧૪ | ૧ | ધ્યાની | ધ્યાનિ |
| ૧૯ | ૩ | વિશેજ | વિશેષ |
| ૨૦ | ૧ | માથુ | માથું |
| ૨૧ | ૨ | રહેતો | રહેતો |
| ૨૧ | ૪ | સુગંધીના | સુગંધિના |

## સર્ગ છઠ્ઠો.

| | | | |
|---|---|---|---|
| ૨ | ૪ | પ્રિયપ્રતી | પ્રિયપ્રતિ |
| ૮ | ૧ | કદિ | કદી |
| ૧૨ | ૨ | સુકૃત્યો | સુકૃત્યોં |
| ૧૪ | ૨ | સવળિ | સવળી |

## સર્ગ સાતમો.

| | | | |
|---|---|---|---|
| ૧ | ૨ | નહીં | નહિ |
| ૨ | ૩ | મનુષ્યો | મનુષ્યે |
| ૬ | ૧ | ચતુર | નગર |
| ૭ | ૨ | ઓળખાઊં | ઓળખાઉં |
| ૮ | ૪ | શુશોભિત | સુશોભિત |
| ૮ | ૧ | સમુ | સમૂ |
| ૧૨ | ૪ | ર’તી | રે’તી |
| ૧૫ | ૧ | અધીક | દિવીથી |
| ૧૬ | ૧ | ખુર્શી | ખુર્શિ |
| ૧૭ | ૧ | અકેકનાજ | એકેકનાજ |

| | | | |
|---|---|---|---|
| ૨૦ | ૧ | દિસે છે | દિસે છે |
| ૨૫ | ૨ | સંભાળ | સૅંભાળ- |
| ૨૮ | ૩ | દુઃખ્ખી | દુખ્ખિ |

### સર્ગ આઠમો.

| | | | |
|---|---|---|---|
| ૨ | ૪ | નિશ્ચીત | નિશ્ચિંત |
| ૩ | ૪ | પૂર્વ | પૂર્વે |
| ૪ | ૨ | કૈને | કૈકહે |
| ૫ | ૨ | જોવે | પ્રીતે |
| ૫ | ૩ | એમ | ઍમ |
| ૬ | ૧ | શાપને | આપને |
| ૯ | ૩ | મહીં | મહિં |
| ૧૬ | ૩ | અહિથી | [illegible] થી |
| ૧૯ | ૪ | છે | છે |

રવિ શશિ રચતાંની હોસ [illegible] હોડિ તેથી,
મનહરણ વિધીયે દંતપંક્તી ઘડાતી;
ચળકતિ રહિ હારે તેજ માંહી શશીશી,
મુખકમલ વિકાસે પૂર્ણ અંગે પ્રકાશી. ૧૯.

| | | | |
|---|---|---|---|
| ૨૦ | ૨ | હિરકણિ | મણિકણિ |
| ૩૦ | ૨ | સ્વત | મૂત્ર |
| ૨૯ | ૧ | લતામાંઅંબછે | લતાના અંબને |
| ૩૨ | ૪ | વાતો | ગીતો |

### સર્ગ નવમો.

| | | | |
|---|---|---|---|
| ૮ | ૩ | નીતંબા | નીતંબ |

### સર્ગ દસમો.

| | | | |
|---|---|---|---|
| ૩ | ૧ | શોકાગ્નથી | શોકાગ્નિથી |
| ૫ | ૪ | અહિંસા | અહિયાં |
| ૭ | ૩ | જોતે | એતો |
| ૨૦ | ૧ | દાશી | દાસી |
| ૨૨ | ૧ | " | " |
| ૨૫ | ૩ | નિકઠ | નિકટ |
| ૨૯ | ૪ | સ્તબ્દ | સ્તબ્ધ |
| ૩૩ | ૧ | ધોઇ | ધોઈ |